# અનહદ બાની



☐ સુભાષ ભટ્ટ

તથાગતની સંબોધિ અશબ્દ છે, કારણ શબ્દો સીમાઓ દોરી નાખે છે. તથાગતની શ્રેષ્ઠ અભિવ્યક્તિ મૌન છે. કદાચ એથી જ ઝેન ધારામાં શબ્દોની અનિવાર્યતા નથી. શબ્દો થકી સમજ ઓછી અને અણસમજ વધુ ફેલાય છે. એકથી સો એક જ ચૈતન્યનો વિસ્તાર છે. આ વસંત અને ત્યાં/પણે/પેલી પાનખર એમ નથી. એ એક જ ચૈતન્યના બે આયામો છે. મેસ્ટર એકહાર્ટનું એક અદ્‌ભુત મરમી કથન છે, ''જે આંખોથી હું ઈશ્વરને જોઉં છું એ આંખો તો છે, જેના થકી ઈશ્વર મને જુએ છે.'' ઝેનમાં પ્રયાસ કે મથામણની ગુંજાશ નથી. અહીં ધ્યાન સાધન પણ છે, સાધ્ય પણ છે. અહીં પરમનું સ્વરૂપ અદ્‌ભુત છે.

તા-સૂઈ નામના એક ઝેન રોશીને એક જિજ્ઞાસુ શિષ્યે એક પ્રશ્ન પૂછ્યો: જો તથાગતનું સત્ય સાર્વત્રિક હોય તો પછી સાધકો - શિષ્યોએ પોતાના પગ ક્યાં માંડવાના? અને એ પળે જ વિચાર માટે શ્વાસ પણ લીધા વિના તા-સૂઈ આમ બોલ્યા :

''વિશાળ સાગર માછલીને મુક્તપણે
બધે જ વિચરવા દે છે અને અનંત
આકાશ પંખીઓને ઊડવા માટે અમાપ અવકાશ આપી દે છે.''

આમ ઝેનમાં ક્યાંયે સીમા - સરહદો નથી. સાગર, માછલી અને સરકવું, આકાશ, પંખી અને ઊડવું, અગ્નિ, ઉષ્ણતા અને ઉજાસ એક જ છે. અહીં જીવનનો સ્વીકાર અને હકાર એના ઐક્યમાં થાય છે. જુઓ, બાશો કહે છે :

Little gray cuckoo:
Sing and sing, and fly and fly-
Oh so much to do!

બધું એકરસ, એકતાન, એકધાર!

❑❑❑

૧૨૬



आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક

**વર્ષ : ૪૨ અંકઃ ૧૦, ફેબ્રુઆરી ૨૦૨૨**

**સંસ્થાપકો :**

**કનૈયાલાલ મુનશી**

**શ્રીગોપાલ નેવટિયા**

**સમર્પણ : સ્થા. ૧૯૫૯**

**નવનીત : સ્થા. ૧૯૬૨**

સંપાદકઃ

**દીપક દોશી**

સહાયક સંપાદકઃ

**અવની સોલંકી**

**પૃષ્ઠસજ્જા : યોગેશ પટેલ**

પ્રકાશક :

**પી. વી. શંકરનકુટ્ટી**

**કાર્યાલય :** ભારતીય વિદ્યા ભવન, કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.

E-mail : deepsamarpan9@gmail.com

website : www.bhavans.info

**રવાનગી વિભાગ :**

૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

**આવરણ :** જયેશ જોશી


લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.



# મુનશીવાણી

## જુલાઈ ૧, ૧૯૬૩ હિન્દુ ધર્મને થયેલા પડકારો, નવો પડકાર

**મારા નવયુવાન મિત્ર,**

હિંદુ ધર્મ એ કેવળ સિદ્ધાંતો, સંપ્રદાયો અને વિધિઓથી સભર પંથ જ નથી, એ તો યુગે યુગે આપણા જીવનના સામાજિક, નૈતિક અને આધ્યાત્મિક માર્ગને ઘાટ આપનારાં પાયાનાં મૂલ્યો છે.

હિંદુ ધર્મ એ આપણી ધર્મપદ્ધતિને હજી હમણાં અપાયેલું નામ છે, પરંતુ એનું સાચું નામ છે સનાતન ધર્મ, નિત્ય નૂતન અને નવજીવન આપનારો. એનો આરંભ કાળ કોઈ ચોક્કસ બિંદુ કે કોઈ નિશ્ચિત સંસ્થાપકથી આલેખી શકાતો નથી. એ અનાદિ અનંત છે અને એટલે જ સર્વવ્યાપી પણ છે. એને કોઈ પ્રાદેશિક સીમાઓ નથી. જન્મેલા અને જન્મવાના તમામ જીવોને એ પોતાના જ માને છે. યુગયુગોથી આપણી પ્રાર્થના તો સાર્વજનિક મંગલ ઝંખનારી રહી છે.

सर्वे जनाः सुखिनो भवन्तु–समस्त सन्मङ्गलानि भवन्तु।

હિંદુ ધર્મમાં અમર પ્રાણશક્તિ છે. જ્યારે જ્યારે પણ એને પડકાર ફેંકાયો છે ત્યારે એનામાં વિધાયક બળ પ્રગટ્યું છે અને આવા તમામ સંઘર્ષોમાં એ વિજયી બન્યો છે.

જ્યારે ગ્રીસ અને રોમની સંસ્કૃતિઓનો ઉદય પણ નહોતો થયો ત્યારે હિંદુ ધર્મનો વિશિષ્ટ સામાજિક, નૈતિક અને આધ્યાત્મિક ભૂમિકાવાળો જીવનમાર્ગ વિલસ્યો હતો. આજે જ્યારે એ રાષ્ટ્રોની સંસ્કૃતિઓ અજાયબઘરના અવશેષોરૂપે જ રહી છે ત્યારે ઇતિહાસની અનેક ઊથલપાથલો પછી પણ હિંદુ ધર્મ એટલા જ પ્રાણવાન સ્વરૂપમાં વિલસી રહ્યો છે.

એ આશ્ચર્યજનક વાત છે કે યુગે યુગે મહાન સામાજિક ઊથલપાથલો અને ભયંકર ઉત્પાતો થયા હોવા છતાં હિંદુ ધર્મ હજારો વર્ષથી ટકી રહ્યો છે. હિંદુ ધર્મે કાળના આ બધા પડકારો ઝીલ્યા અને એમાં વિજય પ્રાપ્ત કર્યો એ ઘટનામાં જ હિંદુ ધર્મની અંતસ્થ શક્તિ અને અમર ચેતનાનું સમર્થન પણ મળે છે.

**[ક્રમશઃ]**



# ચીમટી, ચીમટો

## ☐ હેમન્ત દવે

*સાર્થ ગુજરાતી જોડણીકોશ*માં આ શબ્દોની ‘અનામિકા અને અંગૂઠાની મદદથી (અંગ કે ચામડી) દબાવવું’ એવી સમજૂતી આપી નથી; એને બદલે એના પર્યાય ‘ચીપટી/ટો’, ‘ચૂંટી/ચૂંટલો’ આપ્યા છે. કોશ એની વ્યુત્પત્તિ દેશ્ય ‘ચિપ્પ’ ઉપરથી બતાવે છે. જ્યાં વ્યુત્પત્તિ સ્પષ્ટ ન હોય ત્યાં સામાન્ય રીતે કોશ મરાઠી અને હિન્દીના શબ્દો સમાંતરે નોંધે છે પણ આ કિસ્સામાં મરાઠી ‘ચિમટા’ શબ્દ નોંધાયો નથી. કન્નડમાં ‘ચિવટુ’ અને ‘ચિમટુ’ શબ્દ છે. ‘ચિવટુ’નો બીજો અર્થ ‘(ફૂલ કે પાન) ચૂંટવું’ એવો છે. તો ‘(છીંકણી કે મીઠાની કે બીજા કોઈ પદાર્થની) ચપટી ભરવી’ એવો પણ એનો અર્થ થાય છે. આ બધી ક્રિયાઓમાં પ્રવૃત્તિ અંગૂઠા અને અનામિકાની મદદથી થાય છે એ નોંધનીય છે. અન્ય દ્રાવિડી ભાષાઓમાં પણ આને મળતા શબ્દો છે (બરો અને એમનો, પ્રવિષ્ટિ ૨૫૪૦) અને સમાંતરે ગુજરાતી, મરાઠી સમેત કેટલીક ભારતીય-આર્ય ભાષાઓમાં પણ (સર. ટર્નરનો તુલનાત્મક કોશ, ૪૮૨૨). મને એ દ્રાવિડી મૂળનો અને ગુજરાતીમાં કન્નડમાંથી આવેલો લાગે છે.

❑❑❑



# ૐ નમો ભગવતે રામકૃષ્ણાય - ૪

☐ કૂપમંડૂક

**ઘ**ણા લોકો એવું સમજે છે કે ભગવાન રામકૃષ્ણનું કાર્ય માનવીને અધ્યાત્મના માર્ગ ઉપર કેવી રીતે ઝડપથી પ્રગતિ કરી ઈશ્વરને પામવા એ શીખવવાનું હતું. કેટલાક માને છે કે બધા ધર્મો અને પંથો વચ્ચે સમન્વય સાધી, બધા જ ધર્મો સાચા છે અને એક જ ઈશ્વર તરફ દોરી જાય છે એ ઠાકુરનો મુખ્ય સંદેશ હતો. બન્ને વાત સાચી, પરંતુ લોકોના સર્વાંગી ઉદ્ધાર

માટે ઠાકુર એકસાથે હજાર મોરચા પર લડતા.

ઠાકુરના ચારિત્ર્યના પાયાના પથ્થરો હતા : શ્રદ્ધા, સત્ય, પ્રેમ, કરુણા અને શુદ્ધ ભક્તિ, એટલે કે કશુંક માગ્યા વગરની નિઃસ્વાર્થ ભક્તિ જે માનવલોક તો શું, સમગ્ર બ્રહ્માંડને આવરી લેતા હતા. તેમના સંન્યાસી ચેલાઓ જ્યારે આ જન્મમાં જ મુક્તિ, મોક્ષ મેળવવાની ઇચ્છા પ્રગટ કરતા ત્યારે ઠાકુર કહેતા કે ફટ ભૂંડા, આ તો તારી સ્વાર્થલોલુપતા છતી કરે છે. તારે તો ફરી ફરી જન્મ લઈ લોકોના ઉદ્ધાર માટે કડી મહેનત કરવાની છે. એમાં અને પ્રભુની ભક્તિમાં જે અનોખો આનંદ છે એ પ્રાપ્ત કરવાનો છે. તારે ખાંડ નથી બની જવાનું. તારે તો ખાંડ ખાવાની છે, ખવડાવવાની છે.

ગરીબો, વંચિતો, ઉપેક્ષિતોનાં દુઃખ-દર્દ ઠાકુરની આંખોને છલકાવી દેતાં. સ્વામી શિવાનંદે કહેલુંઃ દુનિયામાં જે ભયાનક દુઃખ-દર્દ ઊભરાય છે એ અનુભવી ઠાકુર ગળગળા થઈ જતા. દુઃખીઓને રાહત મળે, તેમનાં કષ્ટો પાતળાં પડે એ માટે બનતું બધું કરી છૂટતા.

દક્ષિણેશ્વર સંકુલનાં સ્થાપક રાણી રાસમણિના જમાઈ માથુરબાબુ નાદિયા જિલ્લા જવાના હતા. હેતુ એ હતો કે ત્યાંના તેમના ગણોતિયાઓ પાસે નિર્ધારિત થયેલો કર વસૂલ કરવો, પરંતુ બે વર્ષથી ત્યાં દુષ્કાળ જેવી પરિસ્થિતિ ઉત્પન્ન થયેલી. માથુર સાથે ઠાકુર પણ હતા. ગરીબ, લાચાર ગ્રામવાસીઓને નિહાળી ઠાકુરને ભારે વેદના થઈ. તેમણે માથુરને બોલાવ્યો અને કહ્યું કે આ ગરીબોના કર માફ કરી દે, તેમને પેટ ભરીને જમાડ અને નવાં વસ્ત્રો આપ. માથુરે તેમને સમજાવવાની નિષ્ફળ કોશિશો કરી. ઠાકુરે કહ્યું, ''તું તને પોતાને શું સમજે છે? તું તો માત્ર દેવીમાનો સૈનિક છે. આ બધા દેવીમાના ભાડૂતો છે, સંતાનો છે. તારી પાસે પૈસા છે એ તારા નથી, દેવીમાના છે. આ લોકો દુઃખી છે. શું તું તેમને મદદ ન કરે?'' માથુર તો ઠાકુરને ભગવાન માનતો હતો. તેણે ઠાકુરના આદેશનું પાલન કરવું જ પડ્યું.

એક વખત ઠાકુર માથુરબાબુ સાથે યાત્રા પર નીકળેલા. બિહારના દેવગઢમાં ગયા. ત્યાંના સંથાલ જાતિના આદિવાસીઓને ભૂખમરાથી પીડાતા જોયા. શરીર ઉપર વસ્ત્રો નહિવત્. તેમને ભરપૂર મદદ કરવા ઠાકુરે માથુરને કહ્યું. માથુર કહે, ''બાબા, દુનિયામાં લાખો લોકો આવાં દુઃખ ખમી રહ્યા છે. બધે કેવી રીતે પહોંચી વળાય?'' ઠાકુરે કહ્યું કે, માથુર આ લોકોને પૈસા, તેલ, ખોરાક ને વસ્ત્રો ભરપૂર માત્રામાં ન આપે તો પોતે ત્યાં જ રહી પડશે. તારે જવું હોય તો જા. બિચારો માથુર શું કરે? તેણે ઠાકુરના આદેશનું પાલન કરવું જ પડ્યું.

ગરીબની પીડા નિહાળી 'અરેરે! બિચારો' એવું કહી શબ્દોની સહાનુભૂતિ

દેખાડનારાઓ પર ઠાકુર નારાજ થતા. એક દિવસ તેમણે ચેલાઓને કહ્યું : જીવ એ શિવ છે. દયા કોણ બતાવી શકે? દયા દેખાડનારા આપણે કોણ? દયા નહિ, પણ સેવા. મનુષ્યોમાં, ખાસ કરીને દુઃખી, ઉપેક્ષિત માણસોમાં ભગવાનનાં દર્શન કરવાનાં છે. ભગવાન પર દયા ન દેખાડાય. તેમની સેવા થાય.

નરેન (વિવેકાનંદ) આ સાંભળી સ્તબ્ધ થઈ ગયા. ગુરુભાઈઓને કહે, ''આજે આ અદ્‌ભુત ઉમદા શબ્દો આપણે સાંભળ્યા છે. આપણે એની ઉપર અમલ કરીશું અને આ સત્ય આખી દુનિયાને સંભળાવીશું.'' સ્વામી શિવાનંદે લખ્યું છે : રામકૃષ્ણ મિશન જે સેવાનાં અનેક કાર્યો કરે છે એનું મૂળ ક્યાં છે એવો કોઈને પ્રશ્ન થાય તો એનો જવાબ એ છે કે એનું મૂળ આ પ્રસંગમાં ને ઠાકુરના આ શબ્દોમાં પડ્યું છે.

એક સામાન્ય માન્યતા છે કે રામકૃષ્ણ મઠ અને મિશનની કલ્પના અને સ્થાપના સ્વામી વિવેકાનંદે કરેલી, પરંતુ હકીકત એ છે કે ગળાના કેન્સરની વેદનાની વચ્ચે તેમના છેલ્લા દિવસોમાં ઠાકુરે ઘણા દિવસો સુધી વિવેકાનંદને આ આવનારી સંસ્થાનું કર્તવ્ય શું છે, કઈ વિવિધ દિશાઓમાં એણે કાર્ય કરવાનું છે, કેવી રીતે કરવાનું છે વગેરે સ્પષ્ટ અને વિગતવાર માર્ગદર્શન આપ્યું હતું. એના પાયા ઉપર જ વિવેકાનંદે તેમના ગુરુભાઈઓના સાથ-સહકારથી આ મહાન સંસ્થાને ઊભી કરી હતી. આ હકીકત વિવેકાનંદના એકથી વધુ ગુરુભાઈઓએ સ્પષ્ટ કરી છે.

ભગવાન રામકૃષ્ણ આ દુનિયા છોડી ગયા પછી તેમના શિષ્યોની સરદારી સ્વાભાવિક રીતે વિવેકાનંદના હિસ્સે આવી પડી, કારણ કે ઠાકુરની એવી ઇચ્છા હતી. ઠાકુર કહેતા કે બીજા તળાવ છે તો નરેન મોટું સરોવર છે. પોતાના શિષ્યોમાં ઠાકુર છને 'ઈશ્વરકોટી' કહેતા. એમાં સૌપ્રથમ સ્થાન નરેનનું હતું. પછી રાખાલ (બ્રહ્માનંદ), બાબુરામ (પ્રેમાનંદ), નિરંજન (નિરંજનાનંદ), યોગીન (યોગાનંદ) અને પૂર્ણચંદ્ર ઘોષ - જે ગૃહસ્થી જીવન ગાળતા, પણ એટલા શુદ્ધ આત્મા હતા કે ઠાકુર તેમને ઈશ્વરકોટીમાં બીજો નંબર આપતા. 'પૂર્ણ એ સત્યનું ઉદાહરણ છે કે ઈશ્વરને પામીને સંસાર કરી શકાય છે અને સંસારમાં રહી ઈશ્વરને પામી શકાય છે.'

એ માટે ઈશ્વરનાં ચરણકમળમાં ભક્તિ રાખીને સંસાર કરવાનો છે. અંતરની શક્તિ પ્રબળ હોય તો જ એ થઈ શકે. કવિ અકબર ઇલાહાબાદીએ કહેલું ને કે દુનિયા મેં હૂં, દુનિયા કા તલબગાર નહિ હૂં, બાઝાર સે ગુજરા હૂં, ખરીદાર નહિ હૂં. ઠાકુર કાદવમાં રહેતી એક પ્રકારની માછલીનું દૃષ્ટાંત આપતા. કાદવમાં રહે, પણ શરીરે કાદવ ચોંટવા ન દે. જાણે કે જળકૂકડી. પાણીમાં ડૂબકી મારે, પણ પાંખોને એવી ખંખેરી નાખે કે શરીર પર જળનું એક ટીપું ન રહે.

સંસાર કરો, પણ મનનો એક હિસ્સો ઈશ્વરમાં રાખો. ઠાકુર મશીન પર ઘાસ કાપતી સ્ત્રીનું ઉદાહરણ આપતા. મશીન ચાલતું જાય. ઉપરથી તીક્ષ્ણ ધારવાળી બ્લેડ પડતી જાય, સ્ત્રી નીચે ઘાસ સરકાવતી જાય, ગ્રાહકો સાથે વાતો કરતી જાય (બહેન, ગયા વખતના તમારા પૈસા બાકી છે), ખોળામાં રમતા બાળકની દરકાર રાખતી જાય, પણ તેના મનનું મુખ્ય ધ્યાન મશીનની બ્લેડ પર. જરાક જેટલી ચૂક થઈ તો આંગળાં જ કપાઈ જાય.

ઠાકુર ઘરના ઓટલે બેસી વાતો કરતી સ્ત્રીઓનું પણ ઉદાહરણ આપતા. ગામગપાટા મારતી જાય, પણ તેનું ધ્યાન તો આંગણામાં રમતા તેના બાળક પર હોય કે રખે પડી જાય. આપણે રસોડામાં વિવિધ કામ એકસાથે કરતા હોઈએ, પણ ચૂલા પર દૂધ ગરમ કરવા મૂક્યું હોય તો મનનો એક હિસ્સો એના પર જ ચોંટેલો રહે કે દૂધ રખે ઊભરાઈ જાય. ઠાકુર કહેતા કે ફણસ ખાવું હોય તો ખાવ, પણ એને કાપતાં પહેલાં હાથે તેલ લગાવો કે જેથી ફણસનું ચીકણું દૂધ હાથે ચોંટી ન જાય.

પણ આ બધું સરળ નથી. એ માટે પ્રયત્નો કરવા પડે, જહેમત ઉઠાવવી પડે. ઠાકુર કહેતા : સંસાર પાણી જેવો અને માણસનું મન જાણે દૂધ. પાણીમાં જો દૂધ રાખવા જાઓ તો દૂધ પાણીમાં ભળીને એક થઈ જાય. એટલે દૂધનું સંભાળપૂર્વક દહીં જમાવવું જોઈએ. દહીં જમાવીને પછી એનું માખણ કાઢવું જોઈએ. માખણ કાઢ્યા પછી જો પાણીમાં રાખો તો એ પાણીમાં ભળી ન જાય. મજાથી અલગ થઈ તર્યા કરે.

એટલે સંસારમાં અલિપ્ત થઈને રહેવું એ ખાવાના ખેલ નથી. એ માટે ઠાકુરના ઉપદેશ મુજબ એકાગ્ર ચિત્તે કરાયેલી સાધના જોઈએ. થોડા દિવસ એકાંતમાં રહેવું જોઈએ. ત્રણ મહિના, છ મહિના, એક વર્ષ, તમને ફાવે એમ. એકાંતમાં ઈશ્વરનું ચિંતન કરવું જોઈએ. અધીરા બની તાલાવેલીથી ઈશ્વરની ભક્તિ મેળવવા તેમની આજીજી કરવી જોઈએ. મનમાં કહેવું કે ''મારું આ સંસારમાં પ્રભુ, તારા સિવાય કોઈ નથી. જેમને મારા કહું છું તેઓ બે દિવસ માટે છે. એકમાત્ર ભગવાન જ મારા પોતાના. એ જ મારું સર્વસ્વ. અરેરે! કેમ કરીને તને પામું પ્રભુ, રસ્તો બતાવ.''

ઠાકુરે આ વિશે બે દિલચસ્પ વાત કરેલી. એક સાચા આધ્યાત્મિક ગુરુ હતા. તેમનો એક શિષ્ય સાધનામાં ખૂબ આગળ નીકળી ગયેલો. ગુરુને થયું કે હવે સમય આવી પહોંચ્યો છે. ચેલાને સંસાર છોડીને ચાલ્યા આવવાની તેમણે સલાહ આપી. શિષ્ય કહે, ''ગુરુજી, મારીયે તીવ્ર ઇચ્છા છે. પણ મારી મા, પત્ની વગેરે મને એટલો પ્રેમ કરે છે કે તેઓ મારા માટે વિકટમાં વિકટ સ્વભોગ આપી શકે છે. આવા નિઃસ્વાર્થ પ્રેમને હું કેવી રીતે તરછોડું?''

ગુરુ કહે, ''બેટા, આવું કશું નથી. મોટાભાગે બધા સ્વાર્થનાં જ સગાં હોય. તું એક કામ કર. હું તને આ ભૂકી આપું છું, રાતના પાણીમાં લઈ સૂઈ જજે. તું સવારે ઊઠશે જ નહિ અને એવો લાકડું થઈને પડશે કે બધાને લાગશે તું સ્વધામ પહોંચી ગયો છે, પરંતુ તું મનથી જાગ્રત રહીશ ને બધું સાંભળી શકીશ.''

થયું પણ એમ જ. સવારે રોકકળ થઈ. બધાને થયું ભાઈ ગયા. હૈયાફાટ રુદનની વચ્ચે ગુરુ એક પ્રભાવશાળી યોગીનું રૂપ ધારણ કરી આવ્યા. કહે કે ''આ ચમત્કારિક દવા હું તેના મોઢામાં નાખીશ તો એ જીવતો થશે, પણ એના બદલે તમારામાંથી કોઈએ યમરાજને સ્વાધીન થવું પડશે - અર્થાત્ મરવું પડશે.''

રુદન કરતી મા કહે કે ''આખા કુટુંબને સંભાળવાની જવાબદારી મારી છે તો હું કેવી રીતે મરું?''

પત્ની કહે, ''મારાં બે બાળકોને કોણ સાચવે?'' વગેરે વગેરે.

યોગી કહે કે તો પછી એ જીવતો ન થાય. તો બધા કહેઃ ઈશ્વરની ઇચ્છાને આધીન થવું જ પડે, બીજું કરી પણ શું શકાય? શિષ્ય આ બધું સાંભળતો હતો. સડાક ઊભો થઈને ગુરુ સાથે ચાલી નીકળ્યો.

ઠાકુરની આ પ્રકારની બીજી વાત એવી કે એક ભાઈ હઠયોગ શીખતા હતા. રાત્રે સૂતાં સૂતાં પ્રૅક્ટિસ કરતા હતા, ત્યાં જ તેમનું મૃત્યુ થયું. પગ ઘૂંટણથી વળેલા ને હાથ પહોળા. હૈયાફાટ રુદન કરતી પત્ની માથું કૂટતી હતી. ઠાઠડીમાં મૂકી શબને પાડોશીઓ બહાર લઈ જતા હતા, પણ બારણાં ઉતારી કાઢવા છતાં કડક થઈ ગયેલા લાંબા હાથ બહાર નીકળે કેમ? એટલે એક જણે કહ્યું કે ''ઊભા રહો, હું કરવત અને હથોડો લાવું છું. આપણે લાકડાની ફ્રેમને તોડી નાખીએ.''

રડતી રડતી પત્ની કહે, ''ભાઈ, હું ગરીબ માણસ. સમારકામ કરવાના પૈસા ક્યાંથી લાવું? તમે એમ કરોને તેના બન્ને હાથને જ કાપી નાખો તો શબને આંગણામાં સહેલાઈથી લઈ જઈ શકશો.''

**[ક્રમશઃ]**

"તું સામાન્ય માણસ નથી કે તું... માત્ર સંપૂર્ણ માણસ નથી કે ઉપલબ્ધિના ઉચ્ચતમ શિખરે પહોંચેલો અતિમાનવ પણ નથી. તું તો અવતાર છે. તું જ તે છે. અનંત ઈશ્વર તારામાં અન્તવાન થઈને આવ્યા છે. તારી મૂર્તિમાં પ્રતિમૂર્તિ થયા છે. તારી મા જે તે જ તું. તારી કાયામાં મહામાયાએ વાસ કર્યો છે. તું બ્રહ્માનું જ પ્રતિરૂપ. તારવા માટે જ તારો અવતાર.''

**- રામકૃષ્ણ પરમહંસને ભૈરવીએ કરેલી ઘોષણા,**

**'પરમ પુરુષ રામકૃષ્ણ પરમહંસ'માંથી, અચિંત્યકુમાર સેનગુપ્તા.**

## ગીત

**☐ હરીશ મીનાશ્રુ**

મરઘાની બાંગને કોતરીને કેમ કરી
ઘડવાં રે કૂણાં પરભાતિયાં,
વ્હેલી સવારે આમ લમણે મૂકીને હાથ
પરભુના બેઠા પંચાતિયા.

મસ્જિદની પછવાડે આમલી ને એની ખટુંબડી ને ખાનગી આ વાત રે,
દેવ ભલે બેઠા ગભારામાં, જીવ એનો લટ્ટુ થૈ વળગ્યો છે કાતરે.

ખાટું થૈ જાય મન મોહન મા'રાજનું-
મર્કટની જેમ કરે દાંતિયાં,
ટેસથી કચૂકાને ચગળ્યાની લ્હેર એને
શીદ કરે આમ ફનાફાતિયા.

આ પલ્લે આરતીની ઝાલર ને સામે અજાન મૂકી કેમ કરી તોલવી?
કસબાને પડી નથી કાંઈ, તોય ફિકરાંમેં હુવા જાય દુબલા ક્યૂં મોલવી?

માણસની પેઠ ભાગ ઈશ્વરના પાડવાને
કુદરતના મારે હવાતિયાં,
રામજીનાં ચીમળાયાં ફૂલ કને
ચાંદો ને સીમ બેય રોજ પઢે ફાતિયા.

## બે કાવ્ય

☐ ચંદ્રકાન્ત શેઠ

### મને બસ, ગમે!

ભરતીમાં ભળવાનું મનને ગમે!
મસ્તીમાં મળવાનું સૌને ગમે!

ભીડભાડમાં હોય ભલે રહેવાનું;
પણ મારે તો ભીતર ઊતરવાનું,
પરમ શાન્તિનો પામી મધુમય સ્વાદ,
        લિજ્જત-લ્હેરે લળવાનું બસ, ગમે!

જ્યારે તાવે ધોમ-ધખી એકલતા;
અડે ઊંડાણે સુખડ સમી શીતલતા,
પરમ સુરતાનો સાધી સંવાદ,
        સ્વર-લય-ઢાળે ઢળવાનું બસ, ગમે!

અંધ દિશા ને પગલે પથ કાંટાળો,
ત્યાંથી મેં તો મને જ પાછો વાળ્યો,
પરમ ચેતનારસનો જ્યાં વરસાદ,
        અણુએ અણુ બસ પ્રફુલ્લવાનું ગમે!

### ઊંડો ઊંડો દરિયો

ઊંડો ઊંડો દરિયો, જાલિમ એની જાળ;
મગરમચ્છ શાં મોજાં, કાતિલ એમાં કાળ. -

એનાં ખારાં પાણી ધરતીની આંખોનાં;
ડૂમો છૂટ્યા જેવા ઘૂઘવાટ ખડકોના;
વિષમયતાને રોકી શકશે દરિયે તાંડવ-તાલ? -

ઊંડાણમાં જ્યાં મોતી, ત્યાં વડવાનલ શાને?
મરજીવા પર ક્યારે વ્હાલ થશે દરિયાને?
શમે ન દરિયે મંથન, એનો શું દેવાનો ખ્યાલ? -

## ઊનાકોટિ

☐ ચન્દ્રકાન્ત ટોપીવાળા

અમે ખડક હતા, અડગ હતા.
વૃક્ષવેલીઓ અને આછી ઘાસપત્તીઓના શણગારે શોભિત હતા.
ઝરણાંઓના આસવ પી મસ્ત હતા.
બદલાતા આકાશના રંગોમાં વ્યસ્ત હતા.
પ્રાણી-પંખીઓના સાંનિધ્યે સમૃદ્ધ હતા.

અમે ખડક હતા, અડગ હતા.
અમે ખડક હતા, અમે ખડક ન રહ્યા
અમે અડગ ન રહ્યા.

અમને ખોદ્યા, ખોતર્યા
ટિપ્યા, ટિચ્યા, ટપાર્યા
કોર્યા કાપ્યા, કંડાર્યા કોતર્યા
અમે શિવની આસપાસની કથાઓનાં વાહન બન્યાં.

કરોડમાં એક ઓછા, દેવોના ચહેરાઓ ઊપસ્યા
પણ
અમારા ચહેરા સમૂળગા ગયા.

અંતે દેવોનો મહિમા થયો
અમારો ગયો.

(ત્રિપુરાસ્થિત કરોડમાં એક ઓછા, એવાં ખડક-સ્થાપત્યોથી મોજૂદ ‘ઊનાકોટિ’ શિવતીર્થને અનુલક્ષીને)

## ગઝલ

☐ દિનેશ કાનાણી

સાવ ટૂંકા પગારમાં જીવ્યા
તોય કાયમ હકારમાં જીવ્યા

ડગલે પગલે ઝૂકી ગયા જે લોક
એ બધાયે ઉધારમાં જીવ્યા

માત્ર પંખી ઊડે ગગનમાં બસ,
માણસો તો કતારમાં જીવ્યા

રાત જેવી આ જિંદગી છે પણ
ફૂલ જેવું સવારમાં જીવ્યા

લીધું દીધું કરી કરી કાયમ,
મનની ઊંડી વખારમાં જીવ્યા

## છ ગઝલો

### ☐ લલિત ત્રિવેદી

### તૈયારી તો કરી લઉં

હોશોહવાસ ઠાલા અળગા કરી તો રાખું
આ કામળી ને ખાલા, અળગા કરી તો રાખું!

અળગી કરીને ઓળખ.. થૈ જાવું છે મખોમખ
મુખડા! તેરા ગુલાલા, અળગા કરી તો રાખું!

ના પાઈ કે ના રાઈ, સબ હો ગયા અઢાઈ
લેખા આ સવ્વાવ્હાલા અળગા કરી તો રાખું!

સામે જ હો ભલે તું ભગતિ નહીં જ બોલે--
જપ તપ ને આ માલા અળગા કરી તો રાખું!

હડફેટે ચડ્યો છે કે જોગી વટે ચડ્યો છે
કહે છે કે હોનેવાલા અળગા કરી તો રાખું!

ઢોળું કમંડળે કે તારા જ મુખડે ઢોળું?
રસ રાસ ને પિઆલા અળગા કરી તો રાખું!

તૈયારી તો કરી લઉં દરસનની, સુરદાસા
ચક્ષુના જગઉજાલા અળગા કરી તો રાખું!

### સોંપું તો કોને સોંપું?

આ રોમ રોમ રાહત સોંપું તો કોને સોંપું?
અંગાર સંગે ધરપત સોંપું તો કોને સોંપું?

રતજાગની રિયાસત સોંપું તો કોને સોંપું?
માલિક! વિકટ રહેમત સોંપું તો કોને સોંપું?

કહું છું પગે પડી, તત! સોંપું તો કોને સોંપું?
શાહી બની ગયું સત, સોંપું તો કોને સોંપું?

મુફલિસની આ મિલકત સોંપું તો કોને સોંપું?
આ ગાલિબાના સોબત સોંપું તો કોને સોંપું?

અરવિંદ, દે હિદાયત, સોંપું તો કોને સોંપું?
કાગળને કાંઠે કરવત સોંપું તો કોને સોંપું?

તનમાં જ ઝંખાવાતો વ્હાયા તો એવા વ્હાયા
ભીતર ભીતર કમલવત્ સોંપું તો કોને સોંપું?

નકશામાં રહી રહીને ખંડેર થૈ ગઈ છે
જગ્યા બની ના સંપત સોંપું તો કોને સોંપું?

જોગંદરોંકી બસ્તી ...યે ભસ્મકી જિયાફ્ત
તિરશૂલની વિરાસત સોંપું તો કોને સોંપું?

વકરામાં લૈને છપ્પા ...વસતી કરું છું પલ્લાં
આ બેહિસાબ બરકત સોંપું તો કોને સોંપું?

ઋતુઓએ મને દીધી દોથા ભરી ભરીને
લાવણ્યની સખાવત સોંપું તો કોને સોંપું?

થોડીક નખમાં છે ને થોડીક નખલીમાં છે
આ ઝીણી ઝીણી હરકત સોંપું તો કોને સોંપું?

પાણીની જેમ દાહા જે પી ગયા તે કહે છે
આ દોમ દોમ દૈવત સોંપું તો કોને સોંપું?

અરવિંદ = મિત્ર કવિ શ્રી અરવિંદ ભટ્ટ

## જાવું છે દશ અજાણી

એ વાવડો પલાણી જાવું છે દશ અજાણી
ના નેજું કે નિશાણી, જાવું છે દશ અજાણી!

પ્રિછવી છે વણપિછાણી, જાવું છે દશ અજાણી!
હે પાંચેપાંચ પાણી, જાવું છે દશ અજાણી!

કહે છે નમકની ગૂણી ...જ્યોતિ વિનાની પૂણી
લલદેની પીવા વાણી, જાવું છે દશ અજાણી!

દવ છાંટ ઠાર ખૂણા, ભવ છાંટ ઠાર લૂણા
રહી જાય ના નિશાણી, જાવું છે દશ અજાણી!

કહી દો કે ભોગવી છે, કહી દો કે ચેતવી છે
દિલચસ્પ એક કહાણી, જાવું છે દશ અજાણી!

ચૂકવી દીધાં છે ખાણાં ...નાણી લીધાં છે નાણાં
મા રોક દાના દાણી, જાવું છે દશ અજાણી!

વખડાંને ધોઈ લઈએ, મુખડાને રોઈ લઈએ
હે જુગજુગોની રાણી, જાવું છે દશ અજાણી!

## ઊભો છે કેમ ઝાંપે?

ભીષણ ખમીસી તાપે, ઊભો છે કેમ ઝાંપે?
વણજંપ છો કે જાપે? ઊભો છે કેમ ઝાંપે?

આ ચામડીના માપે, ઊભો છે કેમ ઝાંપે?
વર્તુળની લિસ્સી ચાપે, ઊભો છે કેમ ઝાંપે?

આ મ્લાનસર તો, હંસા, સાક્ષાત્ માનસર છે
તો કેમ આ ઝુરાપે? ઊભો છે કેમ ઝાંપે?

આ ચિત્રગુપ્તી લેખે ને અરધાપરધા ભેખે
શું દેખ્યાના કઢાપે? ઊભો છે કેમ ઝાંપે?

અંદરવટું લીધું હો કે હો એ બહારવાટું
નીસરવું હો સરાપે, ઊભો છે કેમ ઝાંપે?

ઊકલી ગયેલી ગાંઠે? ...દાણાદૂણીના કાંઠે?
કે દેહડીના દાપે? ઊભો છે કેમ ઝાંપે?

ના ઘરમાં કે ન આરે, ન તનમાં કે ન તારે
ખાંપે કે કોઈ શાપે? ઊભો છે કેમ ઝાંપે?

વરદાન માની લે કે આહ્‌વાન યજ્ઞનું છે
તો કાષ્ઠ સરખા આપે ઊભો છે કેમ ઝાંપે?

## જ્યાં લઈ જાય

સબરબત્તીની ઝીણી સેર, જ્યાં લઈ જાય, જાવું છે!
ખડાઉમાંથી ઝરતી ખેર, જ્યાં લઈ જાય જાવું છે

મુખોમુખ કરવાને દરસન નયન થૈ ગ્યાં છે તિરથાટન
ઝુરાપા! થાજે મારી ભેર, જ્યાં લઈ જાય જાવું છે!

ઉકેલીને ફલક ફંદા બની જાશું અમે બંદા
કે ઝેરીલું કરીને જેર, જ્યાં લઈ જાય જાવું છે!

ગઝલનો ભેષ લૈને હું નિરખ્ખર થાવા નીકળ્યો છું
હે શ્યાહી! તારી શ્યામળ મ્હેર, જ્યાં લઈ જાય, જાવું છે!

હો ગરવી ટૂક કે મણકા થયેલા ટેરવાની ટોચ
હે મેરુ! આભઊંડો મેર, જ્યાં લઈ જાય, જાવું છે!

લલિતી ભેષ, નીરખી લે, છે પાણો પણ ત્યાં દેરીમય
કે ટગલી ટૂકની નાઘેર, જ્યાં લઈ જાય, જાવું છે!

## હરદ્વારિકાઓ

તે બાદ ખોલવી છે હરદ્વારિકાઓ તતની
પરથમ ઉકેલવી છે એ કંદરાઓ દત્તની!

ખૂલો તો એમ ખૂલો ઉપાસનાઓ સતની
પહોંચું તો એમ પહોંચું –ના શક્યતા પરતની!

પ્રાપ્તિ તપસ્યાઓની? ખૂલી રહ્યા જગતની?
દેખાય છે બત્તીઓ છૂટી રહ્યા વખતની!

શું રહી ગયું છે બાકી વણવેશ વણદિશામાં?
શું ઠારતો'તો જળથી લોલુપતા વસતની?

ગુફ્તેગો તારી સાથે કરવી તો છે, પરંતુ
ઝાલે છે ઓછી થૈ થૈને મમતાઓ મમતની!

ખાંપા ઉકેલવા છે ...ઝાંપા ઉઘાડવા છે...
કે માંડવી છે, જોગી, ઝીણી સફર ગુપતની!

## ગઝલ

### ☐ ભરત વિંઝુડા

**પ્રભુનો પાડ માનું છું**

લીધેલા શ્વાસને માટે પ્રભુનો પાડ માનું છું,
અહીં આવાસને માટે પ્રભુનો પાડ માનું છું.

નહીં કોઈ બીજાનો, સાથ તારો સાંપડેલો છે,
ને એ સહવાસને માટે પ્રભુનો પાડ માનું છું.

કોઈ બાબતને માટે આપું છું ઠપકોય એને હું,
કોઈ ઇતિહાસને માટે પ્રભુનો પાડ છું.

હજી મારો ભરોસો હોય છે અકબંધ એના પર,
નર્યા વિશ્વાસને માટે પ્રભુનો પાડ માનું છું.

એ મારી સામે ઊભા હોય એવું કંઈ નથી બનતું,
છતાં આભાસને માટે પ્રભુનો પાડ માનું છું.

મને ગમતા જ લોકોથી બહુ નજદીક રાખ્યો છે,
હરિજનવાસને માટે પ્રભુનો પાડ માનું છું.

## તેજ

### ☐ રવીન્દ્ર પારેખ

અંધારાની દીવાલો વચ્ચે
એકલો છું
કોઈ મને બતાવી શકતું નથી
કે હું કેવો છું!
એકલો હોઉં છું ત્યારે
બીજું જ કોઈ
'હું'
થવા લાગે છે
ને કાલવે છે મને
કાજળ જેવી ઉદાસીમાં-
હું કોડિયું થવા લાગું છું
ને પછી તો
મારું જ અજવાળું
મને એકલો નથી રહેવા દેતું...

# બે ગઝલ

☐ શૈલેશ ગઢવી

## પસ્તાયા!

તરુના શ્વાસ બટકાવ્યા પછી ઓજાર પસ્તાયા,
થયાં છે મંદિરે એ દ્વાર, પારાવાર પસ્તાયાં.

કદી પોતાને ગમતા માર્ગ પર ચાલી શકાયું નહીં,
લઈને અન્યના મંતવ્યનો આધાર પસ્તાયા.

ખબર નહોતી કે મંઝિલ પર નવું પ્રસ્થાન છેતરશે,
લથડતા અશ્વ દોડાવી અને અસવાર પસ્તાયા!

ગુલાબી ઘેન આછરતું નથી ઔષધ ઘણાં કીધાં,
અફીણી શબ્દ ચાખીને અમે ચોધાર પસ્તાયા.

પછીથી "યાદ છે ને?" એમ પૂછે છે બધા વચ્ચે,
સ્વીકારી એક એવો એમનો ઉપકાર પસ્તાયા!

અમે ચોપાટ પર શોહરતની સામે લાગણી માંડી,
અને પાસા ખરે ટાણે પડ્યા પોબાર, પસ્તાયા!

## ગીતાની મૂળ વાત...

ગીતાની મૂળ વાત પચાવી શક્યો નથી;
અંગતની સામે બાણ ચડાવી શક્યો નથી.

ઊગ્યું હતું ગુલાબ એ કૂંડું ફૂટી ગયું,
એ ડાળ, પર્ણ, મહેક બચાવી શક્યો નથી.

તૂટી ગયેલું સ્વપ્ન પછી ક્યાંય ના જડ્યું,
ઇચ્છા અધૂરી તોય ફગાવી શક્યો નથી.

દોર્યું હતું એ વાતને વરસો વીતી ગયા
ઘરમાં હજી એ ચિત્ર સજાવી શક્યો નથી

શ્વાસોચ્છ્વાસમાં છે હજી તારી હાજરી,
દરવાજે માત્ર નામ લખાવી શક્યો નથી.



# વસ્તુ અમૂલખ

☐ ફારૂક શાહ

**• વ્હાલા વેપારી રે**

મારા વ્હાલા વેપારી રે!
તમે સતનો વેપાર કરજો,
પાંચ-પચ્ચીસની મૂડી કરીને
તમે બજારમાં પરવરજો.

હેત કરીને હાટડી માંડજો, નેમે વિવેકીને વરતજો જી,
પાતર જોઈને ધડો કરજો, તેમાં વસ્તુ તોલાં મૂકજો.
મારા વ્હાલા વેપારી રે!

ધીરધાર ને ઉછીઉધારામાં, અસત નવ આદરજો જી,
સત્ય શબદની સયું કરીને, તમે સરવાળો મેળવજો.
મારા વ્હાલા વેપારી રે!

હાંણ લાભ તો હરિ જાણે, પ્રકટ પરમાણું આદરજો જી,
ગુરુ પ્રતાપે 'પીઠો ભગત' કહે, અમર લોકમાં મળજો.
મારા વ્હાલા વેપારી રે!

*- પીઠા ભગત*

સાધકના શુદ્ધ વ્યવહારની વાત પીઠા ભગતે આ ભજનમાં કરી છે. સાધકે સતનો તંતુ દરેક આચરણમાં જાળવી રાખવો જોઈએ, કેમ કે તેણે સતની પૂર્ણતા સુધી પહોંચવાનું છે.

પીઠા ભગત રવિભાણ પરંપરાના મહત્ત્વપૂર્ણ સંત છે. બાલક સાહેબના શિષ્ય. તેમનો જન્મ વાણવી શાખના મેઘવાળ કુટુંબમાં ઈ.સ. ૧૮૪૦માં ડેડરવા (જિ. જૂનાગઢ) ગામે થયો હતો. પૂર્વ જીવનમાં તેમણે બહારવટું ખેડ્યું હતું. બાલક

સાહેબનો ભેટો થતાં અંતઃકરણ પરિવર્તન પામ્યું અને પરમાર્થના માર્ગે ચાલ્યા. પરંપરાથી તેમનાં ઘણાં ભજનો કંઠસ્થ રીતે પ્રચલિત છે.

વેપારીના રૂપક દ્વારા વ્યવહારજગતમાં કેમ વર્તવું, એનું માર્ગદર્શન અહીં થયું છે. પાંચ તત્ત્વ અને પચ્ચીસ પ્રકૃતિ-કાયા જગતની સક્રિયતાની બુનિયાદમાં છે. એ મૂળ સત્ત્વની મૂડી લગાવીને સત-તત્ત્વ આધારિત જીવનવ્યવહાર કરવો એ આંતરિક ઉત્ક્રાંતિના સાધક માટે જરૂરી છે, કેમ કે સંગ એવો રંગ. જીવને જેવા ગુણનો સંગ રહેશે એવો એમાં રંગ આવશે. અસત અને પાશવિક વૃત્તિઓથી થતો વ્યવહાર હશે તો અધોમુખ કેન્દ્રો તરફ ગતિ થશે. નારકીય વિશ્વની રચના થશે અને પતનનું વાતાવરણ નિર્માણ પામશે અને સતપૂર્વકનો વ્યવહાર હશે તો ઊર્ધ્વમુખ કેન્દ્રો તરફ ગતિ થશે અને જીવન સાર્થક થશે. એથી જ સંત જેઠીરામે સત આધારિત આચરણને શ્રેષ્ઠ ગણી એને સર્વ દુઃખના ઉપાયરૂપે જણાવ્યું છે :

સતની રોટી સબસે મોટી, પ્યાસા હોય વો પાવે,
દોઈ કર જોડી 'જેઠીરામ' બોલ્યા, સબ દુઃખડા મટી જાવે.

કેમ કે સતનું અસ્તિત્વગત સ્તર એ અંતિમ લક્ષ્ય છે તો સંસારવ્યવહારમાં પણ માનવીય સતના આધારે ચાલવાનું જરૂરી બને છે. વ્યવહારનું સત અંતિમ સતના અંશ સમાન છે. એથી જ અંશને આધારે પૂર્ણને પામવાની આ યાત્રામાં ઈમાનદારીથી માનવીય સતના પક્ષે રહેવાની વાત બધા પહોંચેલા લોકોએ કહી છે. સદ્ગુરુનું હોવું અંતિમ સતને સ્થાને છે, ત્યાંથી અંશરૂપ મળેલું સત ઉત્ક્રાંતિની આખીયે યાત્રા માટે અમૂલ્ય અર્થ ધરાવે છે એ તથ્યને સંત ભાવનીદાસે આ રીતે કથ્યું છે :

ગુરુજીની રહેણી ને સત પર વાસા, સતના ઊગ્યા સૂર,
પડ્યું એક બુંદ મારા ગુરુજીના વચને, એનું સવા કરોડનું મૂલ.

એથી જ પહોંચેલા લોકોએ કથણી અને વાચક-જ્ઞાનને ગૌણ ગણી કરણીને સવિશેષ મહત્ત્વ આપ્યું છે. કરણી અને કથણી વચ્ચેનું અંતર બતાવતાં સૂત્ર આપ્યું છે કે,

કથની મીઠી ખાંડ સી, કરની વિષ કી લોય,
કથની તજિ કરની કરૈ, તો વિષ સે અમૃત હોય.

કરની બિન કથની કથૈ, અજ્ઞાની દિન રાત,
કૂકર જ્યોં ભૂંસત ફિરૈ, સુની સુનાઈ બાત.

ભાષિક આભા ખૂબ જ સતહી બાબત છે. એનાથી આંતરિક પરિવર્તન અને ઉત્ક્રાંતિ શક્ય બનતાં નથી. વ્યવહારના અભ્યાસથી જ ભીતરી કેન્દ્રોની પરિપક્વતા

અને મલિનતા દૂર થાય છે અને આગળ ઉપરની યાત્રા સંભવ બને છે. કથણી કેવળ વાચક-જ્ઞાન છે. એ વાસ્તવમાં અજ્ઞાન બરાબર છે, કેમ કે એનું આચરણમાં અસ્તિત્વ નથી. અનુભવ-જ્ઞાન જ વાસ્તવમાં આત્મિક પરિણામો આપનારું છે. વાચક-જ્ઞાન માનવને સંશયમાં નાખે છે. સત આધારિત આચરણ જ આ પ્રકારની દશામાંથી ઉગારી શકે છે. કબીર સાહેબે એથી જ કહ્યું છે :

સમઝ સરીખી બાત હૈ, કહન સરીખી નાહિં,
જેતે જ્ઞાની દેખીએ, તેતે સંસય માહિં.

દાદૂ દયાલ જ્ઞાનના વ્યર્થ પ્રદર્શનને મૂલ્યહીન ગણી સતનો મહિમા દર્શાવે છે:
પાખંડ પીવ ન પાઈએ, જે અંતર સાંચ ન હોઈ,
ઊપર થૈ ક્યોં હી રહો, ભીતર કે મલ ધોઈ.

સતની સમજ ભીતરની અશુદ્ધિઓને દૂર કરવામાં સહયોગી બને છે. સાચી સમજ અને એને આધારે થતું અનુભવગત આચરણ જ વિકાસ કરનારું પરિબળ છે.

એ પછી અહીં પ્રેમપૂર્વક જીવનવ્યવહારને સાકાર કરવાની વાત પર જોર આપવામાં આવ્યું છે. જીવનના અંતિમ સત્યને પામવાનો આ માર્ગ, પ્રેમનો માર્ગ છે. પ્રેમની ભાવનામાં સમગ્રતા રહેલી છે, એટલે પ્રેમપૂર્વક થતો વ્યવહાર પણ સમગ્રતાપૂર્વક થવાનો. એટલે પીઠા ભગત કહે છે કે પ્રેમપૂર્વક હાટડી માંડજો અને સંગતમાં આવતા લોકોમાં વિવેકી જનોની પરખ કરી એની સાથે વ્યવહાર કરજો. પાત્ર પ્રમાણે ઘડો કરીને એને અનુસાર વસ્તુરૂપ વ્યવહાર કરજો. આમ વ્યવહારની સભાનતાનો નિર્દેશ અહીં કરવામાં આવ્યો છે. ગંગાસતીએ પણ પાત્ર-કુપાત્રની પરખ કરી વ્યવહારવિવેક ધરવાનું સૂચન કર્યું છે :

કુપાત્રની પાસે વસ્તુ ના વાવીએ રે,
ને સમજીને રહીએ ચૂપ રે,
લાલચ આપે ને દ્રવ્ય કરે ઢગલા રે,
ભલે હોય શ્રીમંત કે ભૂપ રે.

પાત્ર પ્રમાણે વ્યવહારનો વિવેક વ્યવહારમાં સ્પષ્ટતા અને શુદ્ધતા લાવે છે અને ભૂલો થતી નથી. તેથી નબળાં પરિણામોથી બચી શકાય છે. લાલચને વશ થઈને ક્યારેય ગફલતમાં ન પડવું જોઈએ. સતત જાગતા રહેવું જોઈએ. રૂમીએ કહ્યું છે કે,

गर रहे–हक़ बायदत हुशियार बाश,
ग़फ़लत अज़ ख़ुद दूर कुन बेदार बाश.

જો અંતિમ સત્યનો માર્ગ જોઈએ તો સતર્ક રહે, ભીતરથી ગફલત દૂર કર, જાગતો રહે.

પલટૂ સાહેબ સાવધ કરતાં કહે છે કે,

સુનહૂ સાહૂ ધનવંત, સબૈ સંપત્તિ કે ઘાતી,
નહીં કીજૈ બિસ્વાસ, જાગત રહિયે દિન રાતી.

વિકારરૂપી બધા ડાકુ તેની સંપત્તિ લૂંટવાની તાકમાં બેઠા છે. એટલે રાત-દિવસ જાગીને પહેરો દેવો પડે છે.

ભાણ સાહેબે ગફલતમાં ન રહીને, નિરંતર સત શબદમાં નિરત રહેવાની વાતને મહત્ત્વપૂર્ણ ગણાવી છે :

નિત નિત નીંદર નવ કરો નૈણે, સૂતાને સાહેબ આઘો,
સ્મરણ કરી લ્યો સાચા ધણીનું, તમે મોજ મુક્તાફળ માંગો.

જે જાગ્રત રહેતા નથી તેઓ અંતિમ સત્ય કુલ માલિકના માર્ગથી વંચિત થઈ જાય છે. સતત ભીતર સતનામનું સ્મરણમોજ એટલે કે માલિકની દયાના મોતીરૂપી ફળનો અનુભવ આપે છે.

અરસપરસની લેણાદેણીમાં અસતનું તત્ત્વ ન આવી જાય એનો ખ્યાલ હંમેશાં રાખવો જરૂરી છે, કેમ કે પાયામાં જે તત્ત્વ હશે એ પ્રમાણે વ્યવહારનું પરિણામ આવીને ઊભું રહેશે. ભાણ સાહેબે અસતને પતનની ગર્તામાં ધકેલનારું જણાવ્યું છે :

ખોટે રે મને જેણે ખેડું રે કીધી, ખરે બપોરે નાસે રે વીરા!
આઘા જઈને પાછા ફરશે, એનાં કણ કવાઈ જાશે રે વીરા!

વ્યવહારના આધારે કર્મ બંધાય છે, એટલે સતના માર્ગે ચાલનારા સાધકે દરેક પગલે વિવેકને જાગ્રત રાખવો પડે. ભીતર સત્યના શબદ સાથે સતત તાર સધાઈ રહે એ બાબત પણ જરૂરી છે. સતના રણકાર સાથે થયેલો જીવનવ્યવહાર આંતરિક ઉત્ક્રાંતિને ગતિ આપનારો બને છે.

અંતમાં વ્યવહારમાં નિષ્કામ રહેવાનું સૂચન કરવામાં આવ્યું છે. નફા-નુકસાનનો હિસાબ માલિક પર છોડી વ્યવહારમાં સતનું પ્રકટ પ્રમાણ દાખવવાનું છે. આ રીતે આંતરિક ઉત્ક્રાંતિનો સાધક સતની પૂર્ણતા સુધી પહોંચે છે. સત આધારિત જીવનની સમગ્રતાને સમર્પિત સાધકની સ્થિતિને કબીર સાહેબે આ રીતે દર્શાવી છે :

જો જન બિરહી નામ કે, તિન કી ગતિ હૈ યેહ,
દેહી સે ઉદ્યમ કરૈ, સુમિરન કરૈ બિદેહ.

જે લોકો આંતરિક ઉત્ક્રાંતિના અભ્યાસી છે તે એવી અવસ્થાને પામે છે, જેમાં તેઓ શરીરથી ઉદ્યમ કરે છે, પરંતુ તેમનું ધ્યાન શરીરથી પર સતના શબદ સાથે જોડાયેલું રહે છે. ❑❑❑



# તે દિવસે

☐ હિમાંશી શેલત

ગામમાં આટલાં બધાં છોકરાં છે એની ખબર ત્યારે જ પડી જ્યારે નિશાળ બંધ થઈ ગઈ. ચાલુ હતી એ દિવસોમાં તો ઝીણકાં અને મોટાં ક્યાં ખોવાઈ જાય એની ખબર ન પડે. વખત મળે તો મેદાનમાં આવડે એવું રમતાં હોય, કે પછી વગડે રઝળતાં હોય. ખોબા જેવડું ગામ. પ્રચંડ વિકાસ અને એની અદકી ગુલબાંગો અહીં લગી આવતાં રસ્તે જ અટવાઈ પડે એવો ઘાટ. જે પાંચ-દસ ઠીકઠાક ભણેલાં, અને લખતાં-વાંચતાં ગણાય, એ દુનિયા આખીના સમાચારનો કોથળો ઠાલવે વડીલો સામે. સાંભળનારા ચકિત.

એવી જ એક સવાર. ટપાલખાતામાં નોકરી કરતા ઉજમશી તેમને મળેલી જાણકારી ઠાલવતા હતા. તેમની વહુ પણ થોડું વાંચતી-લખતી થયેલી, તેયે પડખે ઊભેલી.

‘‘અવે બસ નથી આવવાની. ગાડીઓ બી બંધ. દુકાનો બી બંધ. ખાલી દવાની અને કરિયાણાની ચાલુ...’’

‘‘ના ઓય. અલા ગોંડિયા, ગાડી-બસ તે બંધ થાય? કે’તા દીવાના, ને સુનતા બી દીવાના!’’

‘‘એલા, બનાવટ રે’વા દે ને ગભરાટ ફેલાવ મા! ચડાવી કે હું હવાર હવારમાં!’’

‘‘ના માનો તો સાંભળો સમાચાર. બાપા, મંદિર હો બંધ. ડેલા વસાઈ ગ્યા. આરતીબારતી એકલા પૂજારીને માથે, ભગતોથી જવાઈ નંઈ. સરકારી હુકમ. રોગચાળો વઈધો છે, દુનિયામાં માણાં ટપોટપ મરે છે. અંબેરિકા જેવા

અંબેરિકામાં બી. બોલો, કંઈ કે'વું છે?''

સહુ હક્કાબક્કા. તાળો બેસી ગયો. છોકરાંઓનો ગોકીરો તેમાં જ. માસ્તરે નિશાળ બંધ થયાની વાત કરી એ કોઈએ માનેલું નહીં. કોઈ મોટું ખાસ ગુજરી ગયું હશે એમ માની લીધેલું અને છોકરાંઓએ આપેલી ખબર તો ગણે જ કોણ?

મહામારી તો આવી એવી બેસી ગઈ પલાંઠી વાળીને, અને નિરાંત જીવે. નિશાળો ખૂલે અને ભણનારા ભણે એવી ધારણા નકામી. એવામાં ઑનલાઇન વર્ગોના સમાચાર પડતા-આખડતા આ ધૂળિયા ગામ સુધી આવી પહોંચ્યા. બાજુના શહેરમાં કામ કરવા જતા થોડાક પાસે સ્માર્ટફોન હતા ખરા એટલે છોકરાં તેમની પાછળ પડ્યાં. એકાદ એનજીઓ પાસેથી, તો બીજા થોડા ફોન કશીક શિક્ષણ સહાય યોજના હેઠળ મળ્યા.

ઑનલાઇન ભણતર ચાલુ થયું એટલે નવા નવા શબ્દો ગામમાં ચક્કર મારતા થયા. નેટવર્ક, વાઇફાઇ, સિગ્નલ, સ્પીડ, ડેટા અને એવું એવું કાને પડવા લાગ્યું ગામનાં દોતરાંપોતરાં મોબાઇલ પકડીને આમતેમ દોડતાં ફરે, ટેકરીઓ ચડે, છાપરે કે ઝાડે ચડે અને બાપા અધ્ધર જીવ. બીજા વડીલોયે ઉચાટમાં.

''અલ્યોં પડશો હેઠાં! આ વાનરવેડા કેમ કરો?''

''મોટા બાપા, આને ઑનલાઇન ક્લાસ કે'વાય. જુઓ, આ પડદા પર સર આવે, ટીચર આવે, અમને ભણાવે. લેસન બી આપે. કોરોના ચાલે એટલે આ રીતે જ ભણવું પડે. નિશાળ બંધ, ચાલુ કરે તો રોગ ફેલાય, ભેગાં ન થવાય. તમારેય બાપા, માસ્ક પેરવાનો. નાક અને મોં બંધ રાખવાનાં. હાથ ધોયા કરવાના સાબુ વડે.''

મોં-માથાં વગરની નાપગી વાતો. એવો તે વળી કેવોક રોગચાળો! વડીલોએ તેમના જમાનામાં કેટલીયે મહામારી જોયેલી, પણ મંદિર સુધ્ધાં બંધ કરાવી દે એવી એકેય નહીં. ભણતર તો વળી હતું જ ક્યાં? ગામમાં નિશાળ જ નહીં. બકરાં ચરાવવાનાં અને ખેતી કરવાની. મોટા બાપાના ત્રણ દીકરા પણ કોરી પાટીએ. પાછળથી પ્રૌઢ શિક્ષણવાળું ચાલ્યું તે આંકડા-અક્ષર ઓળખતા થયા અને ગરબડિયા અક્ષરે સહી કરતા આવડ્યું એટલું જ. છાપાં-ચોપડીઓ લગી તો આ નવી પેઢી પહોંચી. ગામના બીજા પાંચ-દસ જણ થોડું વાંચીલખી જાણે તે હોશિયારમાં ખપ્યા.

નિશાળે જતી પેઢીનો વટ ઝાઝો. મઝાના દફતર લઈને સહુ ભણવા પહોંચે. માવતર રાજીરાજી. આપણે ભલે અંગૂઠાછાપ પણ છોકરાં ભણવાનાં. નજીકમાં કૉલેજ થવાની વાતોયે ચાલતી હતી એટલે ગામને ભણતર ફળવાનું એ નક્કી. સરકારી નોકરીઓ મળશે, પાકાં ઘર થશે, સડક ને લાઇટ મળશે, એવાં એવાં સપનાં રોપાતાં હતાં. ત્યાં વળી આ કાળમુખો રોગ આવી પડ્યો.

બધેબધ તાળાં વસાયાં. ગામને તળાવે આસપાસનું લોક ફરવા આવતું એ પણ બંધ. લગનમાં પચાસ ને મરણમાં વીસ, એવા એવા આકરા નિયમો. જાતબિરાદરીમાં સારે પ્રસંગે આખું ગામ જમવા આવે એ રસમથી ટેવાયેલા સહુ ભારે વિમાસણમાં. નાક અને મોં ઢાંક્યા વિના ફરવાથી દંડ થાય છે એ હકીકતથી તો ભારે અકળામણ. આપણું મોં ને આપણું નાક, ઢાંકીએ નહીં તો સામેથી પૈસા આપવાના? આ તે વળી ક્યાંનો ન્યાય? કૌતુકને છેડો નહોતો.

સરપંચે બેઠક રાખી. અખબારી કતરણોની ફાઈલ ઊઘડી.

''વાંચો ઉજમશી, હંભળાવો જે કંઈ ખાસખાસ ઓય તે...''

છાપું ફેલાવી, લીટી પર બરાબર આંગળી ગોઠવી ઉજમશી વાંચવા મંડ્યા. નવા શબ્દો ઘણા હતા એથી વાંચવામાં ઠોકરો વાગતી હતી. લૉકડાઉન, સોશ્યલ ડિસ્ટન્સ, માસ્ક, આઇસોલેશન, ક્વૉરેન્ટાઇન, સુપર સ્પ્રેડર, ક્લસ્ટર... આ બાબતે જેની પાસે જેટલી માહિતી હતી ખરીખોટી, એ વહેંચાઈ.

ટૂંકમાં ઉપરવાળો નારાજ છે આપડાથી, આપડે જ એને નારાજ કઈરો છે તે સો ટકા. – મોટા બાપા.

બીજું બધું તો ઠીક, મંદિર બી બંધ, એમાં હુ નઈડું? તાં તો ભગતિ થાય તે હારું નંઈ? – મોટા બાપાના મસિયાઈ ભાઈ.

વડીલ, ભીડ કરો મંદિરમાં તે ચેપ ના લાગે? ને ભજન કરો તેવારે માસ્ક કાઢી નાખો તો રોગ જ ફેલાય કે બીજું કંઈ? – ઉજમશી.

તે આ બંધ કરીને બેઠા તો ખાવાનું હુ લોક? બધું કામકાજ વગર ને બેઠાંબેઠ? – ચતુરભાઈ.

સરકાર આપહે મફતમાં. ભૂખે મરવાનું નથી કોઈ હો! – પાલીફોઈ.

લેનમાં ઊભું કોણ રેહે? – નાની બે'ન.

તે મફત ખાવું ઑય તો લેનમાં ઊભવું પડે, કેમ મોટા બાપા?

- સરપંચનો ભાઈ.

મફત કોને જોઈતું છે? અણહકનું કંઈ માંગવા થોડા ગેયલા?

- એક ઢોર ચારવા ગયેલો અજાણ્યો.

પેલી વંતરીગાડી આવે તે કડવો ઝેર જેવો ઉકાળો પાય બધાને, પીધો કે તમે લોકે? – લખતો-વાંચતો સુરેશ.

મફત પાય કે? – મોટા બાપા.

તે આવું કડવું પૈહા આપીને પીએ કે કોઈ? – ચતુરભાઈ.

અલ્યા સુરિયા, તું કેવુંક ભઈણો? વંતરી નહીં, એ તો ધનવંતરી રથ, ધનવંતરી એટલે દેવોના વૈદ. – ઉજમશી.

ચાલો, દેવ બી માંદા પડે એટલે પતી ગિયું. આપડે પડીએ એમાં નવાઈ નંઈ. – મોટા બાપાના પિતરાઈ.

હાથ ધોવાના વારેવારે, નાક-મોં ઢાંકી રાખવાનાં. – ઉજમશી.

પાણી કોણ આપવાનું? આ હેન્ડપંપના હાલ તો જુઓ! એક પીપડું ભરવામાં તો

જનમારો જતો રે'ય, ભાનબાન પડે કે તે સાયબલોકને? - પાલીફ઼ોઈ.

ચર્ચા વધુ રસાળ બનવાનાં એંધાણ હતાં, ત્યાં તો છોકરાંઓનું ધાડું બુમરાણ મચવતું આવી લાગ્યું. કોઈ મોટી ફરિયાદ હોવી જોઈએ એમ સમજી મોટેરાંઓ ચૂપ થઈ ગયાં.

અલ્યોં, કેમ આટલો કકળાટ? ભણોને તમારું ઑનલાઇન ફૉનલાઇન...

સહુથી આગળ ઊભેલો રવિ મોટે ઘાંટે રજૂઆત કરવા લાગ્યો, ટટ્ટાર થઈને, નેતાની જેમ.

ઇન્ટરનેટ નથી ચાલતું. કેવારનાં ફાંફા મારીએ છીએ. આ ના ચાલે. ભણવાનું બગડે છે. જગુભઈને બોલાવો. તાબડતોબ રિપેર કરાવો. ખખડાવો તેમને.

સરપંચ સાબદા થયા. જગુને તાકીદ કરેલી. છોકરાંવની રાવ આવવી ના જોઈએ. નેટબેટ જે ઓય એ ચાલવું જોવે સડેડાટ.

''હવારમાં તો ચાલતું'તું. ચંદુનો પોયરો બેઠેલો ફોન હામે. આ અડધા કલાકથી જ ગરબડ છે. અમારા ક્લાસ અધવચ્ચે અટકી ગ્યા.''

રવિએ પાકી માહિતી ધરી દીધી. સળીથી દાંત ખોતરતા સરપંચ વિચારે ચડ્યા. આવું થાય ત્યારે શું થઈ શકે એની તેમને બરાબર ખબર નહોતી. તેમણે ઉજમશી ભણી જોયું અને ઉજમશી એ ઘડીએ આકાશ તરફ જોતા હતા.

''એક દા'ડો નીં ભઈણા કે જરીક ઓછું ભઈણા એમાં હું નાહી જવાનું તમારું? આમ હો તો બધ્ધાને ઉપર ચડાવી દેવાના છે!''

''નાનલાંઓને ચાલે, અમારે તો અઘરું અઘરું આવે. રોજના ક્લાસ છોડાય નહીં. અમારે તો પરીક્સા આપવી પડે. ને ઉપર ચડાવી દે તેમનું નુકસાન થાય. આ સુખલો કે'વાય તો સાતમીમાં તો બી બે લીટી વાંચવામાં તતપપ થાય, તેવાને ઉપર ચડાવવાનો?''

''અવે સરકારી હુકમ છે એ કંઈ વિચારીને જ કરેલો ઓહે ને? આપડે નીં તો તે લોક તો અક્કલ ચલાવે ને?''

''કોને ખબર!''

''ને ભણીને હું કાંદા કાઈઢા? આ અંદાવાદમાં આપડા ભગવાનનો ભાણિયો કૉલેજ કરીને બેઠેલો છે તે રિક્સા ફેરવે છે, બોલો!''

છોકરાં અકળાયાં. ગાડી આડે પાટી ચડી ગઈ હતી.

''પણ અમારું ભણવાનું...''

રવિએ મૂળ મુદ્દો પકડ્યો.

''ઘેર ગ્યું બધું. તાળાં મરાઈ જવાનાં બધ્ધે. પાપ કરેલાં તે કુદરત કંઈ છોડવાની? જાવ, રમો, બુધિયાને ઘેર ટીવી જોવ, એમ માથા પર ટમટમો નંઈ. બોલાવીએ જગુભઈને, થાય તેવારે વાત.''

વીલે મોંએ છોકરાંઓ બુધિયાને ઘેર પહોંચ્યાં. જે ભણતી હતી તે છોકરીઓ માને મદદ કરવા ઘરકામે વળગી.

''ચાલ બુધિયા, ટીવી પર કંઈ મેચબેચ

ચાલતી હોય તો દેખાડ...''

''એ નહીં તો કોઈ પિચ્ચર-બિચ્ચર બી ચાલે!''

''જોઈએ, જૂની મેચ દેખાડતા છે કે કેમ...''

''જૂની-નવી આપડે તો બધું ચાલે, દેખાડ તું તારે...''

બૉલે બૉલે તાબોટા પાડતી મંડળી ટીવી સામે ગોઠવાઈ. ઑનલાઇન ક્લાસ મગજમાંથી ખરી પડ્યા. ક્રિકેટરો બાબતે ટિપ્પણી ચાલી, અભિપ્રાયો અપાયા ત્યાં બ્રેક અને જાહેરાતોની ભરમાર. બુધિયાના બાપા દાખલ થયા.

''અલ્યોં જાહેરાતો છોડો, જરા સમાચાર જોઈ લેવા દો, આ તરફના...''

પ્રાદેશિક સમાચાર આપતી ચૅનલ આવી. કેટલા કેસ અને કેટલાં મોત, કોણ દવાના કાળાબજાર કરતું ઝડપાયું અને કોને વરસાદથી નુકસાન થયું એ સઘળું એક પછી એક આવતું ગયું. અચાનક ટીવીને પડદે એક ગામ દેખાયું. અદ્દલ તેમના ગામ જેવું જ ગામ. પાકી સડકથી ફંટાતો એક કાચો-પાકો રસ્તો, મોટાં મોટાં જરઠ ઝાડ, થોડી ખેતી અને ઢોરઢાંખરના વાડા. નીચાં છાપરાંવાળાં હારબંધ ઘર, અડધું ઉઘાડું બેહાલ લોક. કૅમેરા ફરતો ફરતો એક નાનકડા ઘર પર ઠર્યો. બન્યું હશે કશુંક આટલે, આ જ ઘરમાં. થોડાં ઢોરઢાંખર ને મરઘાંબતકાં બહાર. ઘરમાં અભરાઈ, તે પર ચોપડીઓ. ખીંટીએ દફ્તર. નીચે પાથરેલી સાદડી પર ભણતરનો પથારો. કંપાસ બૉક્સ, એક ખુલ્લી નોટબુક, બે-ચાર ચોપડીઓ, પેન-પેન્સિલ. ન્યૂઝ ચૅનલનો પ્રતિનિધિ બાપને પૂછી રહ્યો હતો.

''તમને ખબર ક્યારે ને કેવી રીતે પડી?''

''બપોરે. હવારે જંગલ ભણી ગેયલી. દેખાઈ નીં તે જોવા નીકઈળા, તાં દૂર નાનલી ડુંગરી પાહેના ઝાડની ડાળીએ લટકેલી જોઈ...''

એક ખૂણે પછડાટ ખાઈ ખાઈને મા કકળતી હતી. થોડી ઓરતો તેને સમજાવવા મથતી હતી.

''પેલાં તો મોબાઇલ નીં ઉતો. પસી કોઈ એનજીઓએ ગામની પોરીઓને આઈપા. નેટવરકની મુસીબત આ ભણી. તે બગડે એના કિલાસ. બાકી હુસિયાર ઉતી. અવ્વલ આવે તેવી... તેને લાઈગું કે નીં ભણાહે અવે...''

ગમછાથી આંખ લૂછી બાપે પાળી પર રાખેલા નાનકડા ફોટા તરફ જોયું. અંદર એક હસતી ખુશહાલ છોકરી.

જીવલેણ સન્નાટો.

બુધિયાના બાપાએ ટીવી બંધ કરી દીધું. છોકરાઓ એક પછી એક ઊભા થઈ ગયા. મૂંગામંતર તે ઓળાઓ બહાર આવ્યા. દૂર ખાટલીમાં પડેલા અને ગપ્પે ચડેલા મોટા બાપાએ આ જોયું, નવાઈ લાગી. મોટે અવાજે પૂછ્યું,

''કેમ અલ્યોં, મજો ના પાડી?''






# ડાયાબિટીસ – આહાર

☐ **નીલેશ રાણા,** M. D. (USA)

**‘ત**મને ડાયાબિટીસ છે’ વાક્ય સાંભળતાં જ મનમાં વિષાદ છવાઈ જાય અને એ જ ક્ષણે એને કન્ટ્રોલ કરવા માટેની ગોળી અને ઇન્જેક્શનના ખ્યાલ તમને વિચલિત કરી દે એ સ્વાભાવિક છે. મનનો કબજો કરી રહેલા વિચારમાં તમે ભૂલી ન જતાં કે આને કન્ટ્રોલમાં લાવવા માટેનું પ્રથમ પગથિયું છે, તમારા આહાર-ખોરાક વિશેની જાણકારી અને એના વિચારની આચરણમાં મૂકવાની તમારી સંપૂર્ણ તૈયારી. તમે શું જમો છો, કેટલું જમો છો અને ક્યારે જમો છો એ અગત્યનું છે. એની ચર્ચા માટે તમે ડૉક્ટર અથવા ડાયેટિશ્યનનો સંપર્ક જરૂર કરો. કારણ કે લોહીમાં ગ્લુકોઝનું પ્રમાણ તમારા ખાદ્ય પદાર્થ પર સંપૂર્ણ આધાર રાખે છે. તમે ગમે એટલી દવાઓ લો, પણ જો આહાર પર નિયંત્રણ નહીં રાખો તો નુકસાન જરૂર થશે અને દવાની અસરકારતા ઘટશે.

સાથોસાથ જમવાનો સમય નક્કી કરો અને એને જાળવો. જો સમયસર નહીં જમો – અથવા જમવાનું ટાળશો તો તમે લીધેલી દવા તમારા શરીરમાં સક્રિય હોવાને કારણે લોહીમાં ગ્લુકોઝનું પ્રમાણ ઘટતાં પરસેવો થશે, ગભરામણ થશે, ચક્કર આવશે અને બેભાન થતાં જાનહાનિ થશે.

ડાયાબિટીસના આહારની જાણકારી માટે બે પ્રકારની સૂચિ (Index)ની માહિતી ઉપલબ્ધ છે. (૧) GI : Glycemic Index (૨) GL : Glycemic load.

ડાયાબિટીસ બે શબ્દોનું જોડાણ છે. (A) Diabetes: ગ્રીક ભાષામાં આ શબ્દનો અર્થ છે ‘Passing through’

– પેશાબની માત્રામાં વધુ પડતો વધારો અથવા વારંવાર થતો પેશાબ – 230 B.C.માં Apollonius of Memphis – ગ્રીક ફિઝિશ્યને આનો પ્રથમ ઉપયોગ કર્યો હતો. (B) Mellitus – એટલે Honey Sweet – પેશાબમાં મીઠાશ – લૅટિન શબ્દનો ઉમેરો ૧૬૭૪માં બ્રિટન ડૉક્ટરે કરતાં એને Diabetes Mellitus તરીકે ઓળખવામાં આવે છે.

ભારતમાં ૫-૭મી સદીમાં આયુર્વેદિક ગ્રંથોમાં પેશાબમાં મીઠાશ હોવાને કારણે મધુમેહા નામ આપ્યાનો ઉલ્લેખ છે, તો ઇજિપ્તમાં ૧૫૫૦ B.C.માં એબર્સ પાપારસ (Eber's Papyrus) દ્વારા આ રોગનાં ચિહ્નોનો ઉલ્લેખ જોવા મળ્યો છે.

પ્રથમ માનવામાં આવતું હતું કે આ રોગનું કારણ મૂત્રપિંડ છે, જેથી પેશાબ વારંવાર થાય છે, પણ ૧૮૫૭માં ફ્રાન્સમાં ડોબસને (Dobson) યકૃત (લીવર)માં ગ્લુકોઝનું વધુ પ્રમાણમાં થતું ઉત્પાદન અને પછી ૧૮૮૯માં ઑસ્ટ્રિયામાં મેરિંગ (Mering) અને મિનકોસ્કી (Minkowski) દ્વારા આ રોગ પેનક્રિયાસને આધારિત છે, પુરવાર કરતાં નવી જાણકારી મળી. ૧૯૨૧ની સાલમાં કેનેડામાં બેન્ટિંગ (Benting) અને બેસ્ટ (Best) દ્વારા ઇન્સ્યુલિનની જાણકારી પ્રાપ્ત થઈ. ઇન્સ્યુલિનની શોધ માટે બેન્ટિંગ સાથે મેક્લિયોડ (Mcleod) ૧૯૨૩માં (જે વિવાદાસ્પદ હતું કે ઇન્સ્યુલિનની પ્રથમ શોધ કોણે કરી) અને ઇન્સ્યુલિનના માળખા (Structure) માટે ૧૯૨૫માં બ્રિટિશ બાયોકેમિસ્ટને નોબેલ પ્રાઇઝ આપવામાં આવ્યું હતું.

જાન્યુઆરી ૧૯૨૨ની સાલમાં ૧૪ વર્ષની ઉંમરના લિયોનાર્ડ થોમસનને ટોરાન્ટો જનરલ હૉસ્પિટલમાં ગાયના પેનક્રિયાસમાંથી મેળવેલા ઇન્સ્યુલિનનું ઇન્જેક્શન આપવામાં આવતાં એની તબિયતમાં સુધારો થયો, પણ ૧૩ વર્ષ બાદ ૨૭ વર્ષની ઉંમરે ન્યુમોનિયાને કારણે એનું અવસાન થયું. શરૂઆતમાં ગાય અને ભુંડ (Pig)ના પેનક્રિયાસમાંથી ઇન્સ્યુલિન મેળવીને માણસના વપરાશ માટે ઉપયોગ કરવામાં આવ્યો. ગાયમાં ઉત્પન્ન થતું ઇન્સ્યુલિન અને માણસના ઇન્સ્યુલિનમાં ત્રણ એમિનો ઍસિડની જગ્યાનો ફરક છે તો સુવરમાંથી મેળવેલા ઇન્સ્યુલિન આપણા ઇન્સ્યુલિનમાં માત્ર એક જગ્યાએ એનો ફરક છે. એટલે એમાં રિઍક્શન થવાના ચાન્સીસ ઘણા ઓછા હતા. હવે તો સિન્થેટિક હ્યુમન ઇન્સ્યુલિનની શોધ થતાં આડઅસરની સંભાવના બિલકુલ નહિવત્ છે.

તમારા વ્યવસાય મુજબ કેટલી કૅલરીની રોજિંદી જરૂરત છે એ નક્કી કરો. શ્રમજનિક વ્યવસાયમાં ૨૦૦૦થી ૨૪૦૦ અને બેઠાડુ વ્યવસાયમાં ૧૫૦૦-૧૬૦૦ કૅલરીની રોજ જરૂર પડે.

Glycemic Index – GI: તમારા ખાદ્ય પદાર્થમાં રહેલા કાર્બોહાઇડ્રેટનું પ્રમાણ – જેને આરોગ્યા બાદ લોહીમાં

ગ્લુકોઝનું પ્રમાણ કેટલી ઝડપથી વધશે (ટાઇમ) એ પ્રમાણે ઝીરોથી ૧૦૦ના અંક આપવામાં આવ્યા છે. આમાં કૉમ્પ્લેક્સ કાર્બોહાઇડ્રેટ્સ મદદરૂપ બને છે એનું પચન ધીમે થવાથી લોહીમાં ગ્લુકોઝનું પ્રમાણ ધીરે ધીરે વધે છે.

GI Index:

૫૫થી ઓછું – ફાયદાકારક – Low

૫૬-૬૯ – મધ્યમ - Medium

૭૦થી વધુ – નુકસાનકારક - High

દાખલા તરીકે ઘઉંની રોટલી ૬૨ (±૩), સફેદ ભાત – ૭૩ (±૪), દૂધ-૩૧ (±૩), દહીં-૪૧ (±૨) આઇસક્રીમ-૪૩ (±૩), તરબૂચ-૭૬ (±૫), કેળા-૫૧ (±૩), કેરી-૫૧ (±૩), નારંગી-૪૩ (±૩), નારંગીનો રસ-૫૦ (±૨), સફરજન-૩૬ (±૨), સફરજનનો રસ-૪૧ (±૨), બાફેલા બટાટા-૭૮ (±૪), રતાળુ-૬૩ (±૬), મધ-૬૧ (±૩), પૉપકૉર્ન-૬૫ (±૫), સૉફ્ટડ્રિંક-૫૯ (±૩), વેજસુપ-૪૮ (±૫), ચણા-૨૮ (±૯). આ નંબર તમને કૅલરી કાઉન્ટમાં, કાર્બોહાઇડ્રેટની ગણતરી કરવામાં, શું ખાવું જોઈએ એ સમજવામાં અને પસંદગી કરવામાં મદદ કરે છે.

**લો GI Foods :**

શાકભાજી (non starchy) : કોબી, કૉલિફ્લાવર, કાકડી, રીંગણાં, ટમેટાં, ભીંડા, મરચાં, કાંદા, ભાજી.

ફળફળાદિ : સફરજન, જરદાળુ, ટમેટાં, પીચ, પ્લમ, ચેરી.

દાળ-કઠોળ : વટાણા, ચણા, ચોળા, રાજમા, મસૂર, મગ.

અનાજ : જવ અને વાઈલ્ડ રાઈસ.

નટ્સ : શીંગદાણા, બદામ, અખરોટ, હેઝલનટ.

ડેરી : સ્કિમ મિલ્ક, સોયા મિલ્ક, લો ફેટ દહીં અને ચીઝ.

મચ્છીમાંસ : ઈંડાની સફેદી, માછલી, સ્કિનલેસ ચિકન.

**Medium GI Foods:**

શાકભાજી : ગાજર,મકાઈ, શક્કરિયાં.

ફળો : દ્રાક્ષ, કેરી, નારંગી, કિવી.

દાળકઠોળ : નેવી બિન્સ (Navy Beans).

નટ્સ : કાજુ, મેકાડેમિયા.

બ્રેડ : ઘઉંના અને રાય બ્રેડ.

બ્રાઉન ચોખા, ખુસ ખુસ.

સ્નૅક્સ : ચૉકલેટ, પૉપકૉર્ન, મેકરોની પાસ્તા, પિત્ઝા.

High GI Foods: શાકભાજી, બટાટા (બાફેલા અને તળેલા) કૅનફૂડ કે ફ્રોઝન મકાઈ વગેરે - બાસમતી ચોખા.

ફળો : સૂકાં ખજૂર, તરબૂચ, પાકેલાં કેળાં, પાઇનેપલ.

પીણાં : સોડા, સ્વીટ-ટી, પાઇનેપલ, તરબૂચનો રસ.

બ્રેડ : મોટા ભાગની બ્રેડ, બેગલ, ડિનર રોલ્સ

બ્રેકફાસ્ટના સિરિયલ્સ – કૉર્નફ્લેક્સ, ઓરિયો, ગ્રેપનટસ્

સ્નૅક્સઃ કેન્ડી, બિસ્કિટ, જેલી, સિરપ, જામ, કૉર્નચિપ્સ, ચાઇનીઝ જેવા

ફાસ્ટફૂડ, પ્રોસેસ્ડ ફૂડ.

આનો ઉપયોગ તમને નિશ્ચિત (Specific) આહાર પ્લાનની ગોઠવણીમાં મદદ કરે છે, નહીં કે ખોરાકનું પ્રમાણ કેટલું હોવું જોઈએ અને કેલરી કેટલી હોવી જોઈએ. એ માત્ર લોહીમાં ગ્લુકોઝનું પ્રમાણ કેટલી ઝડપથી વધશે એની જાણકારી આપે છે. લોહીમાં ગ્લુકોઝનું પ્રમાણ ઝડપથી ન વધે એ માટેનું તમને માર્ગદર્શન આપે છે અને વજન ઉતારવામાં પણ મદદરૂપ બને છે.

Glycemic load: આ જાણકારી તમારા કાર્બોહાઇડ્રેટની ક્વૉલિટી (ગુણવત્તા) અને ક્વૉન્ટિટી (પ્રમાણ) બંને વિશેની માહિતી આપે છે. એથી એ GI કરતાં વધુ લાભદાયક છે. આનો ઉપયોગ વધારે પ્રમાણમાં કરવામાં આવે છે. આ ગણતરી ખાદ્ય પદાર્થથી લોહીમાં ગ્લુકોઝની માત્રામાં કેટલો ફરક પડશે કે વધારો થશે એની જાણકારી માટે છે. આની ગણતરી માટે Glycemic Indexને ૧૦૦થી ભાગાકાર કરી અને ખાદ્ય પદાર્થમાં રહેલા કાર્બોહાઇડ્રેટના ગ્રામથી ગુણાકાર કરી સંખ્યાને ૧થી ૨૦ની ગણતરી આપવામાં આવી છે.

ઉદાહરણ તરીકે તરબૂચની GI ૭૨ છે અને એમાં પાંચ ગ્રામ કાર્બ છે તો ૭૨ ÷ ૧૦૦ x ૫ = ૩.૬ એ Glycemic load ગણવામાં આવે છે.

low Glycemic food ૧.૧૦ વચ્ચે ગાજર, ટમેટાં, બ્રોકોલી, કૉલિફ્લાવર, હોલ અથવા મલ્ટિગ્રેન બ્રેડ, સફરજન, સ્ટ્રોબેરી, કિવી, પીચ, પ્લમ્સ, શીંગદાણા, દૂધ, દહીં વગેરે.

૧૧-૧૯ : મીડિયમ રિસ્ક : બ્રાઉન રાઇઝ, મધ, ઑરેન્જ જ્યૂસ, કેળાં.

૨૦થી વધારે : નુકસાનકારક : સફેદ ભાત, ચીઝ, પિત્ઝા, સૉફ્ટડ્રિંક (કોલા), બટાટા, સૂકી દ્રાક્ષ.

ધ્યાનમાં રહે કે તમારા ખોરાકમાં કે જમતી વખતે ખાદ્ય પદાર્થનું પ્રમાણ (ક્વોન્ટિટી) પ્રમાણે કાર્બોહાઇડ્રેટનું પ્રમાણ વધતાં Glycemic loadનો નંબર પણ વધશે, એટલે ડાયટિશ્યનની સલાહ મુજબ રોટલી, ભાત, શાકભાજી, ફળ, પીણાંના પોર્શન-સાઇઝ નક્કી કરો, તો જ તમે ફાયદામાં રહેશો અને ગ્લુકોઝ લેવલ કન્ટ્રોલમાં રહેશે.

પ્રિ-ડાયાબિટીસ : (Pre-Diabetes) : ડાયાબિટીસ પહેલાંની અવસ્થા જે તમારા કન્ટ્રોલમાં છે અને તમે ડાયાબિટીસ થવાની બીમારીને રોકી શકો છો. આ વ્યક્તિઓમાંથી ૧૫થી ૩૦% વ્યક્તિ ભવિષ્યમાં ડાયાબિટીસના દર્દી બની જાય છે. જો સવારે ભૂખ્યા પેટે (Fasting અવસ્થામાં) બ્લ્ડ ગ્લુકોઝ જો ૧૦૦-૧૨૫ વચ્ચે અથવા હિમોગ્લોબિન-એ-વન-સી HbA1C ૬થી ૬.૪ની વચ્ચે હોય તો સમજવું કે તમે આ અવસ્થામાંથી પસાર થઈ રહ્યા છો, માટે ચેતો અને જીવનપદ્ધતિમાં સુધારો કરો. જાગ્યા ત્યારથી સવાર. આ અવસ્થા ઊલટાવી

શકાય અથવા રોકી શકાય છે.

આનું મુખ્ય કારણ તમારા શરીરના કોષો દ્વારા થતું ઇન્સ્યુલિનનો વિરોધ-પ્રતિકાર (Resistance). સામાન્ય રીતે લોહીમાં રહેલ ઇન્સ્યુલિન કોષોને સિગ્નલ આપે છે કે લોહીમાં રહેલા ગ્લુકોઝનું શોષણ કરી ઊર્જા ઉત્પન્ન કરવામાં વાપરો, જેથી લોહીમાં ગ્લુકોઝનું પ્રમાણ માપસર રહે. કોઈ કારણસર આમ ન થતાં, પેનક્રિયાસ દ્વારા ઇન્સ્યુલિનનું ઉત્પાદન અને સ્રાવ વધે છે. સમય જતાં પેનક્રિયાસના કોષો થાકી જતાં નષ્ટ પામે છે અને ઇન્સ્યુલિનની માત્રામાં ઘટાડો પેદા થતાં ડાયાબિટીસના તમે ભોગ બનો છો. અહીં યકૃત (લીવરમાં)માં પણ ગ્લુકોઝનું ગ્લાયકોજનમાં રૂપાંતર ન થતાં ગ્લુકોઝનું પ્રમાણ ઓછું થતું નથી. એટલે આ અવસ્થા હવે ડાયાબિટીસમાં રૂપાંતર પામે છે.

આ અવસ્થાના રિસ્ક ફૅક્ટર્સ-મેદસ્વીપણું, વારસાગત, વંશીયતા (આફ્રિકન, એશિયન, સ્પેનીશ જાત). બેઠાડુ જીવન, ૪૫થી વધુ ઉંમર, હાઈબ્લડપ્રેશર અથવા હાઈકોલેસ્ટ્રોલની બીમારી ભાગ ભજવે છે. આમાંથી અમુક કારણોને દૂર કરવાનું તમારા વશમાં છે. અને તમારી જીવનપદ્ધતિ બદલતાં તમે આનાથી બચી શકો છો.

સૌપ્રથમ તમારા આહારમાં ફેરફાર કરો. ૯૦% કૉમ્પ્લેક્સ કાર્બનો ખોરાકમાં ઉપયોગ કરો. ફાઇબરનું પ્રમાણ વધારો. સિમ્પલ સ્યુગરનો ઉપયોગ ન કરો. પ્રોસેસ્ડ અને ફાસ્ટ ફૂડનો બહિષ્કાર કરો. સફેદ ખોરાક - ભાત, બ્રેડ, પાસ્તાનો ઓછો ઉપયોગ કરો. જો માંસાહારી હો તો ઓમેગા-થ્રી (Omega-૩) માટે માછલીને ખોરાકમાં વાપરો. વેજિટેરિયન હો તો એની ગોળી લો. વિટામિન ડીનો ઉપયોગ કરો.

વજન ઉતારો - એક્સર્સાઇઝ પર ધ્યાન આપો. અઠવાડિયામાં પાંચ દિવસ ત્રીસ મિનિટ એના માટે ફાળવો. ચાલવાનું અને દાદરા ચઢવાનું રાખો. સાઇકલ ચલાવો, યોગ, રમતગમતમાં ભાગ લો. હાઈબ્લડપ્રેશર અને કોલેસ્ટ્રોલને કન્ટ્રોલમાં રાખો. માનસિક તણાવથી દૂર રહો. પૂરતી ઊંઘ લો.

ડાયાબિટીસના બે પ્રકાર Type-1, જે ખાસ કરીને બાળકોમાં અને Type-2 જે વયસ્ક વ્યક્તિઓમાં જોવા મળે છે એનાથી તમે વિદિત છો, પણ નવી જાણકારી મુજબ અમુક સંશોધકો અને ડૉક્ટરો હવે અલ્ઝાઇમરની બીમારીને Diabetes Type-૩નું નામ આપી રહ્યા છે. એમાં મગજના જ્ઞાનકોષો (Brain Cells-Nerve cells) ઇન્સ્યુલિન અને બીજા હૉર્મોન્સનો પ્રતિકાર કરતાં ક્રોનિક ઇન્ફ્લેમેશન (inflammation) પેદા થતાં આ કોષોને નુકસાન પહોંચતાં વ્યક્તિ અલ્ઝાઇમરના સંકજામાં જકડાય છે.

'Too much sweet can make your life bitter, so wake up and smell some roses.' ❑❑❑



# કડાકો

**□ આનંદિતા રૈયાણી**

**શ**બ્દકોષમાં આમ તો કેટલાંય શબ્દો હોય પણ જ્યાં સુધી આપણા ઉપયોગમાં ન આવે ત્યાં સુધી આપણા માટે એ અજાણ્યા રહે. ખરું કે નહીં? કડાકો શબ્દ ન્યૂઝ પેપરની હેડલાઇનમાં 'સેન્સેક્સમાં કડાકો' સ્વરૂપે જ વાંચેલો... ચાર દાયકાની અલ્પ આયુમાં 'કડાકો' અનુભવી શકાય એવી ક્ષણ ઈશ્વર કૃપાથી હજી સુધી તો અમને સાંપડી ન હતી! મને કમને સગાં - સંબંધીઓની ખબર પૂછવાની અમને વગર માંગ્યે ઘણી તક મળી છે. આપણે ખબર કાઢવા ગયા હોઈએ ત્યારે, મલકાતાં ચેહરે દર્દી તરીકે ઓળખાવવામાં આવી હોય એ વ્યક્તિઓ જ્યારે કહેતી કે "મારે તો કમ્પલીટ બેડ રેસ્ટ છે." એ સાંભળીને અમને દર વખતે એમની ઈર્ષા થતી! અમને મનોમન સવાલ થતો, 'કઈ રીતે?' એ બીમાર પડ્યા છે (એનાં કરતાંય વધારે) એમને આવો આરામ કેમ કરતાંને આવ્યો એ જાણવાની અમારી ઉત્સુકતા રહેતી! મનમાં સુષુપ્ત રહેલી ઇચ્છા ફાયનલી મંત્ર, જપ, તપ કે માનતા વગર ફળીભૂત થઈ! દિવાળીના તહેવારો શરૂ થાય એ પહેલાં જ અમે કેડે કંદોરો ધારણ કરવાને બદલે કડાકો ધારણ કર્યો!

દિવાળીની પૂર્વ તૈયારી રૂપે કરવામાં આવતી સફાઈ અમે રંગે ચંગે આદરી હતી. ઘરમાં મોટાં હોવાને કારણે અમે ક્યારેય કામચોરીનો ગુણ શીખી જ ન શક્યાં! જો કે હવે આટલાં વર્ષો પછી એ વાતનો બહુ વસવસોય નથી. 'ધોઈ નાખવું' એ વાક્યપ્રયોગ અમારે અહીં ગુસ્સો આવે ત્યારેય વપરાય છે,

અમે બેય અર્થમાં બધું જ ધોઈ નાખ્યું હતું! નાસ્તોય બનાવી લીધો. બધું જ કામ પૂરું કર્યું પછી છેક બીજા દિવસે કપડાં સૂકવતી વખતે અમને 'કડાકા'નો સાક્ષાત્કાર થયો!

અમે આજ સુધી આવો અવાજ અમારા સગા કાને સાંભળ્યો ન હતો એટલે આજુબાજુ નજર દોડાવી. થયું કે હશે કોઈ ...પણ અહીં તો સાફ બાલ્કનીમાં હું જ પ્રધાન હતી! આમ પણ અમારે તો मैं ही मालकीन और मैं ही हेल्पर એટલે મારા સિવાય કોઈ ન દેખાયું! કમરમાં બોલેલા કડાકાએ હાથ ઉપર સીધી અસર કરી ...હાથ હાલતાં બંધ થઈ ગયા! અમને પા'ણાય ન પડે એવો અમારો વિશ્વાસ ડગમગી રહ્યો હતો! પણ એમ થોડું બેસી જવાય એવું વિચારીને અમે પરાણે બે ચાર સાવ નકામાં લાગતાં કામ કાઢીને કમરની કાર્યક્ષમતા ચકાસી! દુ:ખાવો તો થતો હતો પણ અમે જાતે જ મનોમન વિચાર્યું કે लोहा ही लोहे को काटता है અને પછી પોતે જ વગર ડિગ્રીએ ડૉક્ટરની ભૂમિકામાં આવીને વિચારી લીધું કે તો જ સરખું થાય ને! અમારી બહાદુરીના પ્રતાપે અમે ઘટના બન્યા પછીની ગણતરીની ક્ષણોમાં દર્દીની ભૂમિકામાં આવી ગયાં હતાં!

કડાકાના સાક્ષાત્કાર પછી અમને સમજાયું કે સામાન્ય રીતે લોકો પરોપકારી જ હોય છે. એક જ દર્દની કેટ-કેટલી દવા હોય એય સમજાયું. અમારાં કડાકાના સમાચાર વાયુવેગે પાડોશીઓમાં પ્રસરી ગયા! ચાય પે ચર્ચા હોતી હશે પણ અમારે તો તાત્કાલિક કડાકે પે ચર્ચા થઈ! અનુભવોનું ભાથું અમારાં ડ્રોઈંગ રૂમમાં ખૂલી રહ્યું હતું!

"ઊંધા જન્મેલા પાસે સંધ્યા સમયે ત્રણ ટંક જવાનું. એ સાત વાર ભાર દઈને કમર પર પગ મૂકે એટલે આપણે હાલતાં થઈ જઈએ!" એવું એક પાડોશીએ અતિ ઉત્સાહમાં અમને મનાવવા કહ્યું. એમણે આ બધું અનુભવેલું પણ આપણને તો મન હૈ કિ માનતા નહીં એવું થયું!

કોના કયા સગાને કયો નુસખો કામ આવ્યો એ કલાકમાં જ ખબર પડી ગઈ! તરત દાન અને મહાપુણ્ય સમાન અમને પણ તરત જ પોતાને તજ્જ્ઞ સમજતાં મહાનુભાવોના હાથે ટ્રીટમેન્ટ આપવાનું નક્કી કરવામાં આવ્યું! જો કે આમાં અમારી કોઈ નિર્ણાયક ભૂમિકા ન હતી! દુ:ખાવાની તીવ્રતા ઘણી વધારે હતી એટલે અમને આમ પણ બીજું કંઈ સૂઝે એમ ન હતું! ત્રણ - ચાર માલિશનાં તેલ હાજર કરી દેવામાં આવ્યાં.

ગરમ - ઠંડા શેકની બેગ અને અનુભવી હાડવૈદનો નંબરય આવી ગયો હતો! સ્વયંવરમાં રાજકુમારીને થાય એના કરતાંય વધારે મૂંઝવણ અમને થઈ! કોને પસંદ કરું? અમારી પસંદગીથી બીજાંને ખરાબ લાગે તો? "તમને જે ઠીક લાગે એમ કરોને!" કહીને અમે છટકવાનો

પ્રયાસ કર્યો અને અમારા સદનસીબે અમે સફળ પણ રહ્યાં.

'લાવેલું કદી વ્યર્થ જતું નથી.' એ હિસાબે અમને દરેક નુસખાનો લાભ મળ્યો! પંદરેક મિનિટ અમારી દુખતી નસ દબાતી રહી! ટીવીમાં જોતી વખતે આકર્ષક લાગતી સ્પા ટ્રીટમેન્ટ માટે હવે અમારો મોહભંગ થવા લાગ્યો હતો! લેપ, તેલ, લોશનની સંયુક્ત ગંધથી અમારી કમર મહેંકી રહી હતી! આ ગંધ અમે નહીં નહીં તોય પાંચેક કલાક માણી.... ધારી અસર માટે!

દિવસ અને સહનશક્તિ બંને પૂરાં થવા આવ્યાં હતાં! બીજા દિવસની આશાભરી સવારે અમારી આશા નિરાશામાં બદલતી લાગી! પથારીમાંથી ઊઠવું અમારા માટે અશક્ય બન્યું. અમે સાચા અર્થમાં 'કેડ ભાંગલા'ની શ્રેણીમાં અમારું નામ નોંધાવી દીધું હતું! અમારા અગાઉના પ્રયત્નોથી અજાણ અને બહારગામથી સ્વગૃહે પધારેલા પતિદેવે અમને એક પણ ક્ષણ બગાડ્યા વિના તાત્કાલિક ધોરણે ડૉક્ટરને ત્યાં ખસેડ્યાં!

હોસ્પિટલ ખાલી ને ભપકા ભારી એવું થયું! મદદનીશો હાજર હતા પણ ડૉક્ટર સાહેબ દિવાળીની રજાની ખુશીમાં હોસ્પિટલમાં ગેરહાજર અને ઘરમાં હાજર હતા! અમે હૉસ્પિટલ માટે લકી સાબિત થયાં હોય એવું લાગવા માંડ્યું! અમારા આવ્યા પછી ખાલીખમ વેઇટિંગ રૂમ દર્દીઓથી ઊભરાવા લાગ્યો!

એકાદ કલાક પછી બિસ્તરા પોટલાં સહિત ક્યાંક જતાં જતાં અધવચ્ચે હોસ્પિટલ પધારેલા ડૉક્ટરે તપાસ કરી! તપાસના ભાગ રૂપે અડી અડીને ચકાસણી કરી. હવે અમને દુઃખાવો ન હતો ત્યાંય થોડું થોડું દુખવા લાગ્યું!

દુઃખાવો ક્યાંથી શરૂ થયો હતો એ વિષે સાહેબે અમને મૂંઝવણમાં મૂકી દીધાં.

તપાસને અંતે સાબિત થયું કે મણકામાં સોજો છે. અમારી ઊલટ તપાસ પણ શરૂ થઈ! અમારી સામે મર્માળું હસીને એમણે કહ્યું, "દુઃખાવો થયો એને રેડ સિગ્નલ સમજીને આરામ કર્યો હોત તો તમારે આજે અહીં ન આવવું પડ્યું હોત!" અમારી કાર્યક્ષમતા માટે અમને બિરદાવવાને બદલે અમારા કૃત્યને અહીં કડક શબ્દોમાં વખોડવામાં આવી રહ્યું હતું. અમને લાગી આવ્યું. નામય ન સાંભળ્યું હોય એવી ચાર - પાંચ ફિઝિયોથેરાપીની ટ્રીટમેન્ટ બોલ્યા અને અમને એમની આસિસ્ટન્ટના હવાલે કર્યાં! અઘરા નામવાળી ટ્રીટમેન્ટ અમને તો સારી લાગી! વિદાય થતી વખતે એમણે કહેલા શબ્દો અમને સૌથી વધારે ગમ્યા, "પંદર દિવસ તો સાવ આરામ કરવાનો છે, બિલકુલ વાંકું નથી વળવાનું ...ચેક કરવાય નહીં!" એમનાં આવાં વચન સાંભળીને એમના અગાઉના દિલદુખાઉ ડાયલોગ બદલ

માફ કર્યા!

તહેવારોમાં બધા તૈયાર થઈને બહાર ફરતા હતા અને અમે સૂતાં સૂતાં ગરીબડાં થઈને આ બધું જોતાં હતાં! दिल के अरमां આંસુંઓમાં વહી ગયા હતા! લોકો નવી જગ્યાએ નવાં કપડાં પહેરીને નવાં ભોજનિયાંનો સ્વાદ માણતા હતા અને અમે જૂનાં કપડાં પહેરીને ગરમ અને ઠંડા શેક કરતાં હતાં! બેસતા વર્ષે પગે લાગવાને બદલે સૂતાં સૂતાં સાલ મુબારક કરવાનો અમારો પહેલો વહેલો અનુભવ યાદગાર રહ્યો! બિચારા મેહમાનો યજમાની ભૂમિકામાં આવી જતા. સાચું કહું તો આપણને એય ગમ્યું!

આટલા દિવસ હોસ્પિટલમાં ટ્રીટમેન્ટ માટે જઈ જઈને અમને સમદુખીયા મિત્રો પણ મળ્યા. અમને ઘરમાં બધા પર ઓર્ડર ચલાવવા મળ્યા! અમારું કામ બાળકો અને પતિદેવે વહેંચી લીધું. અમારા કહ્યા વગર એ લોકો જ દિવસમાં કેટલીય વાર બોલી ઊઠતાં કે "ઘરમાં કેટલું... કામ હોય છે!" जीने को और क्या चाहिए...!

અમને તો જાણે નોબેલ પ્રાઈઝ મળ્યું હોય એવી ખુશી મળતી! ટીવી - મોબાઇલમાં દર્દી હોવાને નાતે અમને જ પહેલી પ્રાયોરિટી મળવા લાગી! થોડા સમય પહેલાં વાંચેલું,

प्रत्युपस्थितकालस्य सुखस्य परिवर्जनम् ।
अनागतसुखाशा च नैव बिध्दि र्मता मम ॥

અર્થાત્ આવેલા સુખનો ત્યાગ કરીને, ન મળેલાં સુખની આશા કરવી એ બુદ્ધિમાનનું લક્ષણ નથી.

એ અમને સાવ સાચું લાગવા માંડ્યું હતું.

શેકની કોથળીઓ, દવાઓ અને વધારે પડતી દુઆઓથી અમારું ગાડું ગબડી રહ્યું હતું! 'આરામ હી બરાબર હૈ' એવું અમને લાગવા માંડ્યું હતું! અમારો પડ્યો બોલ ઝીલી ઝીલીને એ લોકો પાંચ છ દિવસમાં જ હાંફી ગયા! મારા સાજા થવાની મારા કરતાંય વધારે પ્રાર્થના કરતા હતા! આપણને તો કંઈ ઉતાવળ હતી નહીં પણ ભગવાનેય બહુમતિની જીત કરીને એમનું સાંભળી લીધું લાગે છે! ગઈ કાલે અચાનક હાથમાંથી વ્હાલસોયો ફોન પડ્યો અને અમે સહજતાથી વાંકા વળીને લઈ પણ લીધો. ખબર નહીં કેમ પણ દુખ્યું નથી... જોકે અમે ઘરમાં આ અંગે ફોડ પાડ્યો નથી... મોડે મોડે અમારી કુંડળીમાં આવેલ આ રાજયોગ એટલે કે આરામ યોગ આટલો વહેલો વિદાય લઈ લેશે એવો વિચાર મનમાં ઝબકી ગયો. હજી તો પંદર દિવસય પૂરા નથી થયા! જ્યારે અમને એ કડાકા માટે સુંવાળી લાગણીઓ થઈ રહી છે... ત્યારે હવે એ મોં ફેરવી લેશે! મનગમતા મહેમાનને કહેતા હોઈએ એમ એને પણ કહેવાનું મન થાય છે, 'ભલે પધાર્યા કડાકા રાજા!'

❑❑❑



# ‘ઝા તો સારા મીના કવામ’

☐ ગિરિમા ઘારેખાન

**ધ**ડામ... ધડામ... ધડામ... થોડા જ સમયના અંતરે ઉપરાઉપરી બે ભયંકર ધડાકા થયા. ઍરપૉર્ટની આજુબાજુના પહાડો તૂટ્યા કે શું? ક્યાંક ધીમા ધીમા અવાજમાં મૂંઝવણભરી વાતચીત કરતી, ક્યાંક બૂમાબૂમ કરી રહેલી, તો ક્યાંક સ્તબ્ધ ચુપકીદીના વર્તુળમાં બેઠેલી, ઊંચા મન લઈને ઊભેલી, બાવરી થઈને ફરતી કે ભાગાભાગ કરતી મેદની થોડી પળો તો શું થયું એ સમજી જ ન શકી. સામૂહિક હિપ્નોટિઝમ થાય એવી રીતે પેલા અવાજોને લીધે સામૂહિક રીતે મગજ બહેર મારી ગયાં. ઍરપૉર્ટની હવા એક શાંત કોલાહલને શ્વસી રહી.

પછી અચાનક એ હવામાં ભરાયા ધુમાડાના ગોટેગોટા, અવાજમાં આગ અને વેદના ભરેલી ચીસો અને ભૂતાવળ જોઈ હોય એવી રીતે ભાગી રહેલાં પગલાંના અવાજો. સાથે ભળી હતી સ્ત્રીઓ અને બાળકોની હૃદયદ્રાવક

ચિચિયારીઓ.

કાબુલના ખ્વાજા રવાશ આંતરરાષ્ટ્રીય ઍરપૉર્ટ ઉપર બેઠેલી સ્ટેલાને પણ બાકીના લોકોની જેમ થોડીક પળો તો શું થયું એની ખબર જ ન પડી. તેના સાવ સુન્ન બની ગયેલા કાનની અંદર થોડી વાર પછી 'બૉમ્બ! બૉમ્બ!' એવા અવાજો ગયા અને તેણે આઘાતથી બધિર બની ગયેલા તેના મગજને ઢંઢોળીને જાગ્રત કર્યું. તે પોતે તો મુખ્ય ગેટથી ખાસી દૂર બેઠી હતી, પણ માઇકલ! માઇકલ ક્યાં? તે "હું ડેવિડની તપાસ કરીને આવું." કહીને થોડી વાર પહેલાં જ બાજુમાંથી ઊઠીને ક્યાંક ગયો હતો. તે કઈ તરફ ગયો હશે? આ બૉમ્બના અવાજો આવ્યા એ તરફ તો નહીં ગયો હોય ને?

સ્ટેલા સફાળી ઊભી તો થઈ, પણ તરત જ તેણે ખુરશીના હાથાનો ટેકો લઈને બેસી જવું પડ્યું. જવું તો જવું ક્યાં? આખા ઍરપૉર્ટ ઉપર ભયંકર દોડધામ હતી. ડરથી સફેદ થઈ ગયેલા ચહેરાવાળા અને ફાટેલી આંખોવાળા લોકો દોડી દોડીને તે બેઠી હતી એ તરફ આવતા હતા. આ ખદબદતા માનવમહેરામણની વચ્ચે માઇકલ નામના ટીપાને શોધવું કેવી રીતે? તેની ખુરશીની આજુબાજુ જ એટલું મોટું ટોળું હતું અને માણસોનાં ઊછળતાં મોજાં એકબીજા સાથે એવી રીતે અથડાતાં હતાં કે સ્ટેલાએ પોતાના શરીરને બને એટલું અંદર ખેંચીને ટટ્ટાર બેસી જવું પડ્યું હતું. તેણે પોતાના પગ પણ ખુરશીની નીચે ખેંચી લેવા પડ્યા હતા, તો પણ તેને ઊભા તો થવું જ હતું, માઇકલને શોધવા જવું હતું. તે થોડો પ્રયત્ન કરીને ખુરશીમાંથી થોડી અધ્ધર પણ થઈ, પણ કોઈ દોડતા જતા માણસનો હડદોલો વાગ્યો અને તેણે પોતાના ઊપસેલા પેટ ઉપર હાથ મૂકીને પાછા બેસી જવું પડ્યું.

જેમ જેમ સમય પસાર થતો હતો એમ એમ ચીસો અને રાડારાડ વધતી જતી હતી - "ગેટ ઉપર બૉમ્બ ફોડવામાં આવ્યા છે, ઘણા બધા માણસો મરી ગયા લાગે છે." વગેરે અવાજો ભાલાની અણીની જેમ કાનમાં પેસી જતા હતા. હવે તો ચીસોમાં આક્રંદ પણ ભળ્યું હતું. ઍરપૉર્ટની અંદર અને બહાર લાખોની મેદની હોય અને એમની વચ્ચે, બરાબર ગેટ ઉપર જ બૉમ્બ ફૂટે તો હાજર લોકોની શું દશા થાય? સ્ટેલાના મગજમાં અત્યારે એ જ વિચાર હતા - માઇકલ ક્યાં હશે? તેને અત્યારે જ કેમ બહાર જવાનું સૂઝ્યું? તેને કંઈ થઈ ગયું હશે તો!

એ 'તો...'ની આગળ શું એ સ્ટેલા વિચારી જ શકતી ન હતી. તેના મગજમાં અનેક ડરામણા વિચારોના અણુ-પરમાણુ સંયોજિત થઈ રહ્યા હતા અને એ સંયોજન છેવટે અવાજમાં પરિવર્તિત થઈને ચીસો રૂપે બહાર આવ્યું

- ‘મા...ઇ...ક...લ’, ‘માઇ...ક...લ...’. ઘરેથી નીકળી ત્યારથી છાતીમાં ભરાઈ રહેલી લાચારી, હતાશા, વેદના, આક્રંદ, બધાનો ગુણાકાર થતો હોય એવી રીતે તેના ગળામાંથી માઇકલના નામની બૂમો નીકળતી હતી. બાજુમાં બેઠેલી એક બુરખાવાળી સ્ત્રીએ તેનો હાથ પકડી ન લીધો હોત તો સ્વરપેટી ફાટી જાય ત્યાં સુધી સ્ટેલા આમ બૂમો પડતી રહેત. કોઈનો સહાનુભૂતિભર્યો સ્પર્શ થયો એટલે કીકીઓની પાછળ બંધમાં બંધાઈ ગયેલો દરિયો ગાલના પર્વત ઉપરથી ગગડવા માંડ્યો. તેની હૃદયની હચમચાવી નાખતી બૂમો બંધ થઈ એટલે આજુબાજુના બીજા નહોર જેવા શબ્દો કાનમાં પ્રવેશવા ધક્કામુક્કી કરવા માંડ્યા :

“ઘણા બધા લોકો મરી ગયા લાગે છે.”

“લોહીની તો નદીઓ વહે છે.”

“કહે છે કે ઘાયલ થયેલા લોકોના ઢગલા પડ્યા છે.”

થોડે દૂર ઊભેલો એક માણસ મોટે મોટેથી બોલતો હતો, “સાંભળ્યું છે કે મરનારાઓમાં અફઘાનીઓ વધારે છે, પણ થોડા અમેરિકન પણ છે.”

અમેરિકન? સ્ટેલાએ ચારે બાજુ જોવા માંડ્યું. ઍરપૉર્ટ ઉપરની ઝગઝગાટ લાઇટો ખિખિયાટા કરીને તેની ઉપર હસતી હોય એવું તેને લાગતું હતું. બધાએ કીધું’તું - સમયસર કેમ પોતાને દેશ પાછાં ના જતાં રહ્યાં? તેણે ચહેરો પોતાની બે હથેળીમાં છુપાવી દીધો અને આખું શરીર હીબકે ચડ્યું. બાજુમાં બેઠેલી બુરખાવાળી સ્ત્રીએ ફરીથી તેનો હાથ પકડી લીધો. બીજી બાજુ બેઠેલી એક સાડી પહેરેલી પ્રૌઢ સ્ત્રી તેની પીઠ પર હાથ ફેરવવા માંડી. સ્ટેલાના ધ્રૂજતા શરીરમાં દાખલ થવાનો પ્રયત્ન કરી રહેલા સહાનુભૂતિના બે પ્રવાહોના છાંટા આજુબાજુ ઊભેલી વ્યક્તિઓને પણ ભીંજવતા હતા.

ત્યાં જ તેના પગ ઉપર પરિચિત આંગળીઓનો સ્પર્શ થયો અને સ્ટેલાએ ચમકીને ઊંચું જોયું. માઇકલ તેના ઢીંચણ ઉપર હાથ મૂકીને તેના પગ પાસે જ નીચે ઉભડક બેસી ગયો હતો.

‘માઇકલ...!’

હવે આંખોની સાથે હૃદય પણ છલકાયું. સ્ટેલા સામે બેઠેલા પતિના ગળામાં હાથ નાખીને તેના ગળાને, કપાળને, આંખોને ચૂમતી રહી. અત્યારે તે ક્યાં બેઠી હતી, તેની આજુબાજુ કોણ અને કેટલા લોકો હતા, કોણ તેની સામે જોઈ રહ્યું હતું - એ કશું જ ભાન તેને ન હતું. અત્યારે તેના વિશ્વમાં માત્ર તે હતી અને સામે બેઠેલો, જીવતો-જાગતો તેનો પતિ માઇકલ હતો. આંખમાંથી આંસુ તો વહેવાનાં બંધ ન’તાં થયાં, પણ તેની ખારાશમાં સાકર ભળી ગઈ હતી.

માઇકલના વાળમાં હાથ ફેરવતી સ્ટેલા બોલતી હતી, ‘આઇ થૉટ... આઇ

થૉટ...'

''આઇ નો ડાર્લિંગ. આઇ કૅન અન્ડરસ્ટૅન્ડ હાઉ યુ ફીલ. બટ ગૉડ સેવ્ડ મી, ગૉડ સેવ્ડ મી. તને ખબર છે? બૉમ્બ બ્લાસ્ટ થયા એ જગ્યાએથી હું થોડેક જ દૂર હતો. ભીડને લીધે આગળ વધાતું જ ન હતું. ડેવિડ હજી અહીં પહોંચ્યો કેમ નહીં એ જોવા હું ગેટ તરફ જતો હતો અને ત્યાં જ... પણ ઈશ્વરે મને બચાવી લીધો, ફોર યૂ ઍન્ડ ફોર અવર બૅબી. બાકી ત્યાં તો... મેં જે જોયું એ...''

બોલતાં બોલતાં અચાનક માઇકલનું શરીર ધનુષની પણછની જેમ ખેંચાઈ ગયું, તૂટેલી કાચની બંગડીના ટુકડાઓની જેમ કરચલીઓ ચહેરા ઉપર પથરાઈ રહી. પછી તે પૂતળું બની ગયો. આંખો હવામાં તાકી રહી, જાણે અત્યારે તેની આંખો સામે રૌરવ નર્કનાં કમાડ ખૂલી ગયાં હોય.

''શું થયું ડિયર?''

સ્ટેલાના બે વાર પૂછવા છતાં માઇકલ ધ્યાનાવસ્થાની બહાર ન આવ્યો એટલે સ્ટેલાએ તેને હચમચાવ્યો. તેણે નજર સ્ટેલા તરફ ફેરવી, તેની આંખોમાં તાકી રહ્યો અને થોડીક વાર તેની આંખોમાં એક શૂન્યાવકાશ સર્જાયો. બરફની લટકી રહેલી પાતળી શિલાઓની જેમ પાંપણો આંખોની ખીણ ઉપર સ્થિર થઈ ગઈ. એ પછી દૂર દૂર કંઈક જોતો હોય એવી રીતે તે બોલવા માંડ્યો, ''મેં એ બધું જોયું સ્ટેલા, મારી આ આંખોથી એ ભયાનક દૃશ્ય મેં જોયું. મેં એ અગનજ્વાળાઓને ઊઠતી જોઈ, મેં એમાં લોકોને ભૂંજાતા જોયા. બાળકો તો ઊછળી ઊછળીને બાજુમાં પડતાં હતાં, એવો ભયંકર ધડાકો હતો એ.''

''કેટલા બધા માણસો! કેટલા બધા! પોતાનું બધું જ પાછળ છોડીને ક્યાંક બીજે ભાગી જવા અહીં આવી ગયેલા માણસો, પોતાની જિંદગી સારી રીતે જીવવા માગતા માણસો જિંદગીથી જ હાથ ધોઈ બેઠા! બધા ત્યાં પડ્યા છે. બાજુમાં એક નાળું છે. કેટલીક લાશો તો એમાં તરી રહી છે. સાક્ષાત્ નર્ક જેવું દૃશ્ય છે. ઘણા ઘાયલ માણસો પણ છે. દર્દનાક ચીસો પાડતા, શરીરની આગ ઓલવવા આમતેમ આળોટતા તે માણસો સામે હું જોઈ જ ન'તો શકતો. ત્યાં...''

માઇકલ બોલતો હતો અને સ્ટેલા તેની આંખોમાં જોઈ રહી હતી. ન બોલાયેલા શબ્દો તે આંખોમાં તરતા હતા. તેણે એ ભૂરી આંખોમાં ભૂખરા ધુમાડાના ગોટેગોટા અથડાતા જોયા, નારંગી અગનજ્વાળાઓ ઊઠતી જોઈ, સળગતા માણસો જોયા - કોઈ તરત જ અગ્નિને શરણે ગયેલાં કાળાં શરીરો, કોઈ મૃત્યુની રાહ જોતાં લાલ શરીરો. તેણે એ આંખોમાંથી નીકળતી ચીસો પણ સાંભળી - મરી રહેલા, જીવ બચાવવા આમતેમ ભાગતા માણસોની

ચીસો, પોતાનાં બાળકોને શોધતાં મા-બાપનાં હૈયાંમાંથી ઊઠતી ચીસો અને અવાક થઈ ગયેલાં બાળકોની છાતીમાં રૂંધાઈ ગયેલી ચીસો. સ્ટેલાને લાગ્યું કે તેની નાભિમાંથી કંઈક ચિત્કારો ઊઠી રહ્યા છે.

માઇકલે પોતાનું માથું સ્ટેલાના ઘૂંટણ ઉપર મૂકી દીધું અને રડતો રહ્યો. સાથોસાથ તેનાં આંસુથી તરબતર શબ્દો છૂંદાઈ છૂંદાઈને બહાર આવતા રહ્યા, ''હું સમજું છું કે મારે અત્યારે તને આ બધું ન કહેવું જોઈએ, પણ હું નહીં બોલું તો પાગલ થઈ જઈશ. મને લાગે છે, મને લાગે છે કે... કે... કદાચ મેં એ વખતે ડેવિડને પણ જોયો હતો. જેણે જીવનું જોખમ લઈને આપણને ઘરેથી અહીં સુધી પહોંચાડ્યાં, તેને હું કંઈ જ મદદ ના કરી શક્યો. હું કાયર છું સ્ટેલા, એકદમ કાયર.''

સ્ટેલા તેને માથે હાથ ફેરવતી રહી. આંસુ તો તેનાં પણ અટકતાં ન હતાં, પણ તે સમજી ગઈ હતી કે માઇકલના હૃદયમાં અત્યારે આઘાતનો જ્વાળામુખી ફાટ્યો હતો. તેનો લાવા બહાર નીકળીને વહી જાય એ જ યોગ્ય હતું.

''તું અહીં આવી શક્યો એ બહુ છે, માઇકલ. અત્યારે સમય જ કહોવાઈ ગયો છે ત્યાં કોઈ હવાની દુર્ગંધને કેવી રીતે રોકી શકે? પણ મને તારી જરૂર છે. આપણા બૅબીને તારી જરૂર છે. જો, બૅબી કેટલું હાલી રહ્યું છે!''

સ્ટેલાએ માઇકલનો હાથ લઈને પોતાના પેટ ઉપર મૂક્યો. થોડી વાર સુધી જાણે વિશ્વ વીસરાઈ ગયું. સમય ત્યાં જ થંભી ગયો. એ સમયે ત્યાં માત્ર એક નવી સૃષ્ટિને દુનિયામાં પ્રવેશવા જોવા માગતાં આશાસ્પદ માતાપિતા હતાં અને આ જગતને પોતાની આંખોથી જોવા માગતું એક થનગનતું નાનકડું બાળ હતું.

અચાનક સ્ટેલાને લાગ્યું કે તેનું બાળક કંઈક વધારે પડતું થનગની રહ્યું હતું. પેટની નીચે આટલું બધું હલનચલન! અંદર મિક્સરની જેમ કશુંક ગોળ ગોળ ફરી રહ્યું હતું. આ આઠ મહિનામાં આવું તો ક્યારેય થયું ન હતું. એ આંખો બંધ કરીને બેસી રહી. ઊંડા ઊંડા શ્વાસ લેતી રહી.

તેના પેટ ઉપર હાથ મૂકીને બેઠેલા માઇકલના હૃદયનું દર્દ જાણે તેના હાથમાંથી વહીને ધીરે ધીરે તેની નાભિમાં પહોંચતું હતું. પછી તો પેટમાં શૂળ ભોંકાતી હોય એવી પીડા ઊઠી. તે પીડા તેની પીઠમાંથી પસાર થઈને આખા શરીરમાં ફેલાતી હોય એવું લાગ્યું. આખા અફઘાનિસ્તાનના પહાડો તેને ભીંસતા હોય એવી અનુભૂતિ થવા માંડી. તેનું શરીર ધ્રૂજવા માંડ્યું.

''માઇક...લ!'' સ્ટેલાથી ચીસ પડાઈ ગઈ.

''શું થયું ડાર્લિંગ?''

''માઇકલ, અવર બૅબી...''

સ્ટેલાએ વધારે બોલવાની જરૂર ન હતી. જે થઈ રહ્યું હતું એ તેના ચહેરા ઉપર સ્પષ્ટ દેખાતું હતું. તે સુંદર ચહેરા ઉપર અત્યારે વેદનાના થર પથરાઈ ગયા હતા. માઇકલ ઊભો થઈ ગયો. હવે શું કરવું? ક્યાં જવું? જ્યારે દરેક વ્યક્તિ પોતાનો જીવ બચાવવામાં પડી હોય ત્યારે કોણ તેમની મદદ કરે? ઍરપૉર્ટ મૅનેજર? તે ક્યાં હશે?

માઇકલની સાથે પેલી બુરખાવાળી અને સાડી પહેરેલી સ્ત્રીઓ પણ ઊભી થઈ ગઈ હતી. બુરખાવાળી સ્ત્રીએ માઇકલને આંગળીઓથી પોતાની પાછળ આવવાનો ઇશારો કર્યો અને બે હાથ પહોળા કરીને 'વાબા ખાઈ', 'વાબા ખાઈ'[excuse me] બોલતી બોલતી, સ્ટેલા માટે રસ્તો કરતી આગળ ચાલવા માંડી. તેની પશ્તો ભાષામાં તે શું બોલતી હતી એ તો આ લોકોને સમજાતું ન હતું, પણ તેને સાંભળીને લોકો બાજુમાં જરૂર ખસી જતા હતા. જરૂર પડે ત્યારે થોડા ધક્કા મારીને પણ પેલી સ્ત્રી રસ્તો કરી લેતી હતી. તેની પાછળ સાડી પહેરેલી સ્ત્રી સ્ટેલાનો હાથ પકડીને ચાલતી હતી અને માઇકલ 'ઇઝ ધેર એ ડૉક્ટર હિઅર?' એવી બૂમો પાડતો પાડતો રઘવાયો થઈને વંટોળની સાથે ખેંચાતા તણખલાની જેમ તેમની પાછળ પાછળ જતો હતો.

પેલી સ્ત્રી તેમને ઍરપૉર્ટ મૅનેજરની કૅબિન સુધી લઈ ગઈ. સ્ટેલાની હાલત જોઈને તેને ખાસ કશું સમજાવવું પડે એમ ન હતું. એટલે જ તે પ્રૌઢ મૅનેજરના કપાળ ઉપર છેલ્લા બે દિવસથી સ્થાયી થઈ ગયેલી ચિંતાની રેખાઓ ક્ષણભર તો આખા ચહેરા ઉપર પથરાઈ ગઈ, પણ કટોકટીનો ઉકેલ લાવવાના વર્ષોના અનુભવે તરત સાથ આપ્યો. તેમણે તેમની મોટી કૅબિનની અંદરની જગ્યા તરફ ઇશારો કર્યો, જ્યાં એક સોફા કમ બેડ રાખેલો હતો. સામે ઇલેક્ટ્રિક કીટલી પણ હતી, જેમાં છેલ્લા બે દિવસથી એની જીવાદોરી બનેલી ચા માટેનું પાણી ઊકળી રહ્યું હતું.

પેલી સ્ત્રીઓ સ્ટેલાને એ બેડ તરફ લઈ ગઈ. મૅનેજરે કંટ્રોલ રૂમમાં ફોન કર્યો અને ત્યાંથી તરત જ કોઈ ડૉક્ટર ત્યાં હોય તો તેને કૅબિનમાં પહોંચી જવા માટે માઇક ઉપર જાહેરાત કરવામાં આવી. ગણતરીની મિનિટોમાં હંમેશાં તેમની સાથે જ રહેતી બૅગ સાથે બે ડૉક્ટર કૅબિનમાં હાજર હતા. તેમની સાથે માઇકલ અને પેલી ભારતીય લાગતી સ્ત્રી કામે વળગ્યાં. બુરખાવાળી બહાર ગઈ અને થોડી જ વારમાં ક્યાંકથી ઉઘરાવીને બે-ચાર ટુવાલ અને નાના બાળકનાં બે જોડ કપડાં લઈને આવી ગઈ.

ડૉક્ટર હતા, મદદનીશ હતી, કીટલીમાં ગરમ થતું પાણી હતું અને દરેક વ્યક્તિએ બોલાવી લીધેલા ભગવાન, અલ્લા અને જિસસ પણ

હાજર હતા. પંદર-વીસ મિનિટ પછી મૅનેજરે અંદરથી થોડી દબાયેલી ચીસોની વચ્ચેથી જગ્યા કરીને આવેલી, 'ઊંવા... ઊંવા...'ના અવાજ સાથે એક નવા જીવનના શ્વાસ લેવાની મધુર સુરાવલી સાંભળી અને આટલા ટૅન્શનમાં પણ તેમના ચહેરા ઉપર સ્મિતની એક લહર ફરકી ગઈ.

થાકને લીધે અડધી બેહોશ જેવી સ્ટેલાએ પણ એ રુદનનો અવાજ સાંભળ્યો. તેના ચહેરા ઉપર સ્મિતની સાથે નિરાંતના ભાવ આવી ગયા, પણ એ સ્મિત લાંબું ન ટક્યું. તેણે તેની રડતી બાળકી તરફ નજર નાખી અને અચાનક જ આંખોમાં ભરાઈ ગયેલાં કેટલાંક અણગમતાં દૃશ્યોના ઓરડા ખૂલી ગયા. બાળકીનો 'ઊંવા... ઊંવા...' અવાજ તેને 'વ્હાય વ્હાય' જેવો સંભળાવા માંડ્યો. શું આ નવજાત તેને એમ પૂછતી હતી કે "મા, જ્યાં ચારેબાજુ દાવાનળ સળગી રહ્યો છે એવા વિશ્વમાં તું કેમ મને લઈ આવી?" આ સળગતી આગમાં એક ઝાકળબિંદુનું રક્ષણ કેવી રીતે થશે? તેના ઘરેથી ઍરપૉર્ટ પહોંચતાં સુધી રસ્તામાં જોયેલા, હાથમાં બંદૂકો લઈને જ્યાં ત્યાં ગોળીબાર કરતા માણસો સ્ટેલાની નજર સામે તરી રહ્યા. લોહીના રંગે લાલ થઈ ગયેલા રસ્તા તેની કીકીઓમાં ભરાઈ ગયા હતા. તેમના તરફ રૉકેટ લૉન્ચર્સ તાકીને 'બર્રો... બર્રો...' [જતા રહો] કહેતા ઘૃણા વરસાવતા અવાજો હજી કાનમાં પડઘાતા હતા. આ બાળકીને આ કાંટાળા વિશ્વમાં લાવીને પોતે તેની ગુનેગાર તો ન હતી બની ને?

સ્ટેલાએ પોતાની બાળકી તરફ નજર કરી. તેણે જોયું કે તેને સાફ કરીને પેલી બુરખાવાળી સ્ત્રી તેને કપડાં પહેરાવી રહી હતી. સાથોસાથ તે બોલતી હતી : "ઝા તો સારા મીના કવામ." આટલો સમય આ દેશમાં રહ્યા પછી તે હવે દુનિયામાં સહુથી વધુ બોલાતા આ શબ્દોનો અર્થ સમજતી હતી - "I Love You.'' પેલી ઇન્ડિયન સ્ત્રી સ્ટેલાને જોઈતી મદદ કરીને હવે તેના માથે હાથ ફેરવતી બેઠી હતી. બંને સ્ત્રીઓ, બાજુમાં ઊભા રહેલા ડૉક્ટર અને દૂરથી તેને જોઈ રહેલા પેલા મૅનેજરની આંખોમાંથી નીતરતા સ્નેહની ધારાઓથી સ્ટેલાને પજવી રહેલાં બીજાં બધાં દૃશ્યો ધોવાઈ ગયાં.

'આ બાળકી ઈશ્વરના માનવજાત ઉપરના વિશ્વાસ અને પ્રેમનો સંદેશો લઈને તો આવી છે!' સ્ટેલાએ વિચાર્યું અને સંતોષથી આંખો બંધ કરી. કોઈ તેના કાનમાં કહેતું હતું, 'God is in his heaven. All is right with the world.

બાળકીએ પણ હવે તેનું રુદન સંકેલી લીધું હતું. તેને કદાચ તેના 'વ્હાય'નો જવાબ મળી ગયો હતો.

❑❑❑



મણિલાલ ગાલા (૧૯૫૭-૨૦૨૧) એમના પત્રી ગામના ઘરે, ૨૦૧૫. ફોટો: હિરેન પટેલ

# સંજીરેમેં ધબલ પીરા

## મણીલાલ ગાલા, કછી ભાસા ને ભાઉડ઼ા ગર

**☐ અમૃત ગંગર**

***નોંધ :*** *પ્રૂફ રીડરે મણીને હ્રસ્વ મણિ, કછ ને કચ્છ, ગર ને ઘર તેમજ ભાસાને ભાષામાં ફેરવવાની તસ્દી લેવી નહીં. મણિલાલ ગાલાની સ્મૃતિમાં લખેલા મારા આ લેખના આરંભે આવી ગુસ્તાખીભરી તાકીદ કરવા માટે હું સુજ્ઞ વાચકોની તેમજ પ્રૂફરીડરોની ક્ષમા ચાહું છું.*

**માન**વના જીવનમાં મૃત્યુ અનેક પ્રકારે આવે છે. શાંત, અશાંત; આલાપીય કે બિનઆલાપીય; એક ક્ષણમાં કે અનેક દહાડાઓમાં; નાટ્યાત્મક કે બિનનાટ્યાત્મક; અપેક્ષિત કે સાવ અનેપક્ષિત. આવા જ એક મૃત્યુની વાત છે. ચોસઠ વર્ષના સર્વતોમુખી પ્રતિભા ધરાવતા પણ ખ્યાતિથી દૂર રહેનાર, સ્પષ્ટવક્તા મણિલાલ ગાલાની. રવિવાર, ૧૯મી ડિસેમ્બર, ૨૦૨૧ની વહેલી સવારે મણિલાલનું મૃત્યુ આપણી કલ્પનાઓની કેટેગરીઓને આંબી જનારું

હતું એમ કહી શકાય. મણિલાલ મારો પિસ્તાળીસ વર્ષ જૂનો ભેરુ.

જીવનસાથી હીનાં સા (નોંધપૂર્તિ: પ્રૂફરીડરે સુધારીને હિના શાહ કરવું નહીં) અને પુત્ર પરજન્ય સાથે કચ્છના મુંદ્રા તાલુકાના પત્રી ગામમાં રહેતો સ્વસ્થ મણિલાલ ૧૯મી ડિસેમ્બરના આદિત્યવારની વહેલી સવારે (સાડાસાતના સુમારે) સ્થાનિક પંચાયતની ચૂંટણીમાં મત આપવા ગયો. પુત્ર પરજન્યની કોરાનાકાળમાં બહાર જવાની મનાઈ છતાં મણિલાલ ગયો, કારણ કે ચૂંટણી લડતા ઉમેદવારોમાં એક મહિલા હતી અને મણિલાલને પોતાના કીમતી મતનો તેને અનુમોદન આપવા માટે ઉપયોગ કરવો હતો. મતદાન મથકમાં જરૂરી ઔપચારિકતા પતાવીને મતપેટી તરફ જતો હતો ને ત્યાં જ ઢળી પડ્યો, ફરી ઊઠ્યો નહીં. હાથતાળી આપ્યા વગર સિધાવી ગયો. આ તે કેવી રમત? વેલ, હકીકત એ છે કે મણિલાલ આપણી વચ્ચે નથી રહ્યો, પણ તેણે કચ્છી ભાસા માટે કરેલું અઢળક કામ આપણી સમક્ષ છે, જીવંત : કાગળ પર, કૉમ્પ્યુટર પર પણ, રિયલ ને વર્ચ્યુઅલ!

મૂળ જીવ કવિતાનો અને સિનેમાનો. શબદનો. એટલે જ તેના એક કચ્છી પુસ્તક 'સભ્ધેં જી સોજાર' (શબ્દોનો અભ્યાસ / A Study on 'Words', વાધોડ પ્રકાશન, ૨૦૦૭ )ના આરંભે તે બાઇબલના ન્યૂ ટેસ્ટામેન્ટને ટાંકે છે :

ધોંનીઆં જો સૅરજન થ્યો વો
તીનાં મૉન્ધ સભધ જો અસ્તીત્વ વો.

બાઇબલ, નઉં કરાર.
યોઆન જે ચોણ પૅરમાણે પરમ્-આખાણી

અમૃત ગંગર (ડાબે), વિખ્યાત વાઇલ્ડ લાઇફ ફોટોગ્રાફર અશોક ચૌધરી (વચ્ચે) સાથે મણિલાલ, સ્થળ: પત્રી ગામનું ઘર, ૨૦૧૫. ફોટો: હિરેન પટેલ



૫ધ ૧.૧

[ખ્રિસ્તી બાઇબલના ન્યૂ ટેસ્ટામેન્ટના પ્રથમ પ્રકરણ ગૉસ્પેલ ઑવ જ્હૉનના આરંભે જ વંચાય છે: ઇન ધ બિગિનિન્ગ વૉઝ ધ વર્ડ, ઍન્ડ ધ વર્ડ વૉઝ વિથ ગૉડ, ઍન્ડ ધ વર્ડ વૉઝ ગૉડ].

અહીં મારા અર્થઘટન મુજબ મણિલાલ તેમના પ્રિય ફિલ્મદિગ્દર્શક આંદ્રે તાર્કોવસ્કીને અંજલિ આપતાં તેમની સ્વીડનમાં સર્જેલી ફિલ્મકૃતિ 'ઘ સૅક્રિફાઇસ' (૧૯૮૬)નું સ્મરણ કરતા લાગે. 'ઘ સૅક્રિફાઇસ'ના અંતિમ દૃશ્યમાં 'લિટલ મૅન' તરીકે ઓળખાતો નાનકડો કિશોર વૃક્ષ નીચે લેટીને ગૉસ્પેલ ઑવ જ્હૉનના વાક્યને ટાંકતાં તેના પિતાને પૂછે છે, "ઇન ધ બિગિનિન્ગ વૉઝ ધ વર્ડ. વ્હાય ઇઝ ધૅટ પાપા?" 'લીટલ મૅન' એટલે વયસ્ક ઍલેક્ઝાન્ડરનો દીકરો, જે ગળાની શસ્ત્રક્રિયાને લીધે સમસ્ત ફિલ્મમાં મૂંગો રહે છે, પણ અંતે તે બોલે છે ત્યારે આ પ્રશ્ન પૂછે છે. 'ધ સૅક્રિફાઇસ' ફિલ્મકૃતિના અંતે દેખાતું મોટું વૃક્ષ એ જ વૃક્ષ છે, જેને ફિલ્મકૃતિના આરંભે ઍલેક્ઝાન્ડરે વાવ્યું હતું. ન્યૂ ટેસ્ટામેન્ટનું વિધાન ફિલ્મકૃતિના આરંભ અને અંતને જોડે છે.

આપને જાણીને કદાચ નવાઈ લાગશે કે મણિલાલે બાઇબલના ન્યૂ ટેસ્ટામેન્ટ તેમજ તાર્કોવસ્કીની રોજનીશીઓ 'ટાઇમ વિધિન ટાઇમ'નો કચ્છી ભાસામાં અનુવાદો કર્યા છે. મણિલાલના કચ્છી ભાષા અને સાહિત્યના ખેડાણ અને ફાળા દ્વારા આલેખાયેલા વિશ્વસાહિત્યનો વિચાર કરું તો તે જાણે સુરેશ જોષીનો વારસો જાળવતો હોય કે તેમના ચીલે ચાલતો હોય એવું લાગે! મારા અનુમાનની ચકાસણી કરવી હોય તો મણિલાલ સંપાદિત 'વાધોડ' નામના કચ્છી સામયિકના અંકો (૧૯૯૮થી ૨૦૦૪ સુધી મુદ્રિત થયેલા અને ત્યાર બાદ ઑનલાઇન). વાધોડ એટલે શોધ / ખોજ, અંગ્રેજીમાં ક્વૅસ્ટ. કચ્છી ભાસા(ષા)માં મણિલાલ જેવું બુનિયાદી, વૈચારિક અને વિશ્વવ્યાપી કામ હજી સુધી કોઈએ કર્યું નથી એવું કહેવામાં કશી અતિશયોક્તિ નહીં થાય.

'વાધોડ'માં તમને તાર્કોવસ્કી ઉપરાંત નાઇજિરિયન કવિતાઓ મળે, અંગ્રેજ જેમ્સ મૅકમર્ડો મળે, કીરગિઝ ચિંઘિઝ

આંદ્રે તાર્કોવસ્કીની ફિલ્મ ધ સૅક્રિફાઇસનાં દૃશ્યો, છબી સૌ. સ્ક્રીન શૉટ્સ, કોલાજ: આ લેખના લેખક






એઇત્માતોવ મળે, આવાંગાર, આધુનિક, અનુઆધુનિક ને સિનેમાની તેમજ ભીંતચિત્રોની સચિત્ર ચર્ચા મળે. કચ્છી ભાષા વિશે તો સતત ચાલતું શાસ્ત્રીય ચિંતન મળે. કચ્છી ભાષાના વિદ્વાન મર્મી શાંતિભાઈ આચાર્ય (સાન્તીભાઈ આચાર્ય) સિવાય સતીશ રોઅરા (સતીસ રોઅરા), ભારતી મોદી (ભારતી મોડી) અને ઊર્મિ દેસાઈ (ઓર્મી ડેસાઇ) જેવા ગુજરાતનાં ભાષાશાસ્ત્રીઓ (ભાસા-વૅગ્નાનીક) સાથે મણિલાલ સંપર્કમાં રહેતો. વિષદ ચર્ચાઓ કરતો. ઝીણું કાંતે, ઝીણું વીણે (સોજારે). વિદ્વાન વીરચંદ ધરમસી સાથે વિવિધ વિષયો પર તેનો ટેલિફોનિક સંવાદ ચાલુ રહેતો.

ઑનલાઇન થયા પછી 'વાધોડ'ની ક્ષિતિજો વિસ્તરતી ગઈ. ચિત્રો સાથે ધ્વનિઓ જોડાયાં અને એથી કચ્છી ઉચ્ચારો સમજાવવાનું કામ સરળ થઈ ગયું, સાથી હિના સાથે કચ્છી ગદ્ય-પદ્યનું શ્રાવ્ય-પઠન થવા માંડ્યું, ફિલ્મોના અંશો ઉમેરાતા ગયા અને સાથે 'વાધોડ'નો પ્રસાર વિશ્વ સ્તરે થતો ગયો. ઑનલાઇન આવૃત્તિઓમાં હવે મણિલાલને પુત્ર પરજન્ય (પરજુ) નો તજ્જ્ઞ સહયોગ સાંપડ્યો. બાય ધ વે પરજુને મણિલાલ-હિનાએ સંપૂર્ણ રીતે હોમસ્કૂલિંગ કરાવ્યું છે, ક્યારેય ફૉર્મલ, સર્ટિફિકેટિયું શાળાકીય શિક્ષણ તેણે પ્રાપ્ત કર્યું નથી. તે પોતાની રીતે સૉફ્ટવેર ડેવલપ કરે છે, વેબસાઇટો બનાવે છે, એનું લેખિત ને વાચિક અંગ્રેજી ફક્કડ

"... આંઉં મું જે પૅણ્ડ્ જે કમ્ કે કીં નૅરીંઆં તો ઍન્ જી ગાલ્ કૅઇંઆં ત, સમ્પુર્ણ્ કે પામે જી ગાલ્ આય્, મું જે કમ્ જે હૉનર્ કે જૅજી નેં જૅજી ધિર્ગાઇ તે ખણી વૅને લા સૅક્ણુ સે આય્.

કસ્ભી જો ગઉરવ્, કૉલેટી જો ગજો વૅન્જી ર્યો આય્, કૉજે કેં કે ઍન્ જી કોય્ ખપ્તી નાંય્, નેં તેં જે ભધ્લે કૉલેટી જી છાંઇં, ઍન્ જી નકલ્ હલૅ તી. " – આન્દ્રે તાર્કૉવ્સ્કી



કાર્ મૅન્જૉટો કાર્

આન્દ્રે તાર્કૉવ્સ્કી

કછી અનુવાધ્
મણીલાલ્ ગાલા

આંદ્રે તાર્કોવસ્કીની રોજનીશીઓ ટાઇમ વિધિન ટાઇમનો મણિલાલ ગાલાએ કરેલો કચ્છી અનુવાદ

આંદ્રે તાર્કોવસ્કીની રોજનીશીઓ ટાઇમ વિધિન ટાઇમનો મણિલાલ ગાલાએ કરેલો કચ્છી અનુવાદ

છે! એ રીતે મણિલાલ ઍક્ઝેમપ્લરી છે, પત્રી જેવા નાનકડા ગામમાં સાદું જીવન ગાળીને મણિલાલે જે કામ કર્યું છે એ અદ્વિતીય છે એમ હું બેધડક કહી શકું છું. ટેક્નોલૉજીનો સદુપયોગ કરતા તેને સારી રીતે આવડતું હતું.

'વાધોડ'ની વેબસાઇટ પર સર્ચ કરવા માટે આપેલી વૈકલ્પિક શક્યતાઓ પરથી




કચ્છી ત્રૈમાસિક વાધોડના એક અંકનું મુખપૃષ્ઠ

આપ સૌને મહિસાગરના મહેરામણનો અણસાર આવી જશે. આ રહી 'વાધોડ'ની લિન્ક vadhod.com

ખોલીને જુઓ, કેવા કેવા વિભાગો પાડ્યા છે મણિલાલે. કલ્પના અને કષ્ટનું કામ છે, પણ એમાંથી નીતરતો નર્યો આનંદ વહેંચતો હતો તે. એક વિભાગનું નામ આપ સૌને કદાચ દિલચસ્પ લાગશે: 'ભાઉડા ગર'. ભાઉડા એટલે ચિત્રો અને ગર એટલે ઘર. ચિત્ર કે તસવીર ઘર. 'સન્જીરો' નામનો પણ એક વિભાગ છે. સન્જીરો એટલે કે પેટારો એટલે કે આર્કાઇવ. સાદીસીધી પણ ખૂબ અસરકારક છે આ વૅભસાઇત (વેબસાઇટ).

વેલ, આપણે 'સન્જીરો' પર આવી ગયા છીએ તો મણિલાલના પ્રથમ અને ધરખમ કચ્છી કાવ્યસંગ્રહ 'સંજીરેમેં ધબલ પીરા' (પેલી આવૃતી, ફેબરુવારી ૧૯૯૪, પ્રકાસક મ.ગા., મોલ વી રુપીયા) વિશે વાત કરવાની ક્ષણ આવી ગઈ છે. વીસ રૂપિયાની કિંમત (મોલ)ના કાવ્યસંગ્રહમાં છત્રીસ કાવ્યો છે, જે કચ્છી ભાસાના સાચ્ચા પોતને પ્રકાશે છે. સંજીરેમેં ધબલ પીરા / સંજીરામાં ધરબાયેલ પીડા સંગ્રહના આરંભે કીરગિઝ લેખક ચિંઘિઝ એઇત્માતોવની નવલકથા 'ધ ડે લાસ્ટ્સ મોર ધેન અ હન્ડ્રેડ યર્સ' (૧૯૭૯)માંથી લીધેલા એક અવતરણ ને ઇમ્પ્રોવાઇઝ કરીને મણિલાલ કચ્છીમાં મૂકે છે :

કારે ડોંગરે મથાનું ભટકધલ ઓતરે તાં તેર
    અભધલખાન, મુંજા ભા, મુંજા હથ ખોલ
બલુ ડોંગરેં મથાનું ભટકધલ ઓતરેં તાં તેર
    અભધલખાન, મુંજા ભા, મુંકે મોગતી ડે
આંઉં કલપેઓ ન વો, વીચારેઓ ન વોક તું
મુંકે બધીને,
    હથેં ને પગેં

[હેકડો ડીં સો વરેંનું જજો હલે તો'મેં કીરગીજ લેખક ચીંગીજ એઇત્માતોવ જોકો મોપટ પરંપરા વાપરેં અયેં તેં મંજાનુ]

કાળા ડુંગરો પરથી ભટકનારાં ઊતરે છે ત્યારે
    અબદલખાન, મારા ભાઈ, ખોલી નાંખ
    મારા હાથ
ભૂરાં ડુંગરો પરથી ભટકનારાં ઊતરે છે ત્યારે
    અબદલખાન, મારા ભાઈ, મુક્તિ આપ
    મને
મેં નહોતું કલ્પ્યું, નહોતું વિચાર્યું કે તું મને
    બાંધી દેશે
        હાથે અને પગે

[એક દિવસ જે સો વર્ષથી વધુ ચાલે છેમાં કીરગિઝ લેખક ચિંઘિઝ એઇત્માતોવ એ જે મૌખિક પરંપરા પ્રયોજી છે તેમાંથી; કછીમાંથી ગુજરાતી અનુવાદ આ લેખકનો]

એકાદ કાવ્યનો આંશિક આસ્વાદ કરાવું :

૧

કેતરાક ડીં થીંએં

[...]

પોય કાર ઓભી રોંધો
પીરો રંગ અખકે અંધોભત કેંઇધો
હેકડ઼ી પલ પેધા થીંધી
સંજીરેમેં રોંધી
ભંધ કમાડમેં રતે રંગજો મચ ફોટધોં
લુઇ ચુંથાધી
મસ ઓકરધોં

[...]

પછી કાળ ઊભો રહેશે
પીળો રંગ આંખને આંધળીભીંત કરશે
એક પળ થશે પેદા
રહેશે સંજીરામાં
બંધ કમાડમાં થશે ભડકો રાતા રંગનો
ચૂંથાશે લોહી
ઊકળશે માંસ

[કછીમાંથી ગુજરાતી અનુવાદ આ લેખકનો]

સિનેમાના જીવ મણિલાલને પુણેની ફિલ્મ ઇન્સ્ટિટ્યૂટ (એફટીઆઇઆઇ)માં પ્રવેશ મેળવીને પદ્ધતિસરનો દિગ્દર્શનનો અભ્યાસ કરવો હતો, પણ વયમર્યાદાના નિયમને લીધે પ્રવેશ મળ્યો નહીં. ૧૯૭૮ના વર્ષની વાત હશે. એક વર્ષ અગાઉ એટલે ૧૯૭૭માં તેણે મુંબઈની મધ્ય રેલવેના પરા મુલુન્ડમાં સ્ક્રીન યુનિટ નામની ફિલ્મ સોસાયટી શરૂ કરી ત્યારે એમાં હું શરૂઆતથી સક્રિય રીતે જોડાયો હતો. બે વર્ષ બાદ મણિલાલ કેતન મહેતા દિગ્દર્શિત ગુજરાતી ફિલ્મ 'ભવની ભવાઈ'ના નિર્માણકાર્યમાં સહાયક તરીકે જોડાયો અને સ્ક્રીન યુનિટના માનદ મંત્રી તરીકે એના સંચાલન ને પ્રોગ્રામિંગની જવાબદારી મારા શિરે આવી. મણિલાલે વાવેલા વિશિષ્ટ વૃક્ષનું હું બે-અઢી દાયકા સુધી સંવર્ધન કરતો રહ્યો. સ્ક્રીન યુનિટનું વિશ્વવ્યાપી નામ થયું. મણિલાલના રાજીપામાં પણ વૃદ્ધિ થઈ.

૧૯૮૨ના વર્ષમાં ગુજરાતી સિનેમા એની સુવર્ણ જયંતી (૧૯૩૨-૧૯૮૨) ઊજવી રહ્યું હતું, ત્યારે સ્ક્રીન યુનિટે




મણિલાલ ગાલા લિખિત કચ્છી પુસ્તક સબ્ધેં જી સોજારનું મુખપૃષ્ઠ

ફિલ્મ પ્રદર્શનો (તાજીમાજી ફિલ્મકૃતિ ‘ભવની ભવાઈ’ સહિત), સંગોષ્ઠિઓ ગોઠવેલી. ગુજરાતી સિનેમા પ્રત્યે ઐતિહાસિક, પૃથક્કકરણીય ને ટીકાત્મક વલણ અપનાવતું નાનકડું પુસ્તક ગુજરાતી ‘ચલચિત્રો : ૧૯૮૨ના આરે’ પણ બહાર પાડ્યું હતું (સં. મણિલાલ ગાલા, અમૃત ગંગર, મુંબઈ : સ્ક્રીન યુનિટ, ૧૯૮૨). આ પુસ્તક મણિલાલ ઍમેઝોન પર પણ મૂકતો ગયો છે, સાથે તેનાં કેટલાંક કચ્છી પુસ્તકો પણ છે. સ્ક્રીન યુનિટ વિશે કેટલીક વાતો મેં મારા અંગ્રેજી ભાષામાં લખેલા લેખ સ્ક્રીન યુનિટ : રુમિનેશન્સ (ઍલેક્ઝાન્ડર ડોવઝેન્કો : સેલિબ્રેટિન્ગ પોએસી ઑવ સિનેમૅટોગ્રાફી, મુંબઈ : સ્ક્રીન યુનિટ, સપ્ટેમ્બર ૧૯૮૯)માં કરી છે, એ ઉપરાંત સઇ હરેડિયા સાથેની એક મુલાકાતમાં પણઃ ફિલ્મ સોસાયટીઝ : વ્હેન ગોદાર રોડ ધ ૧૭:૦૫ બોરીવલી લોકલ; http://experimenta.in/interview-with-amrit-gangar/

મુંબઈની માટુંગા (સેન્ટ્રલ) સ્થિત રુઇયા કૉલેજમાં આર્ટ્સ શાખાનો મણિલાલ વિદ્યાર્થી. વર્ષ ૧૯૭૫માં મિત્ર ગંગાધરન મેનન સાથે ત્યાં ફિલ્મ સોસાયટી શરૂ કરી હતી. ૧૬ મિમી પર ફિલ્મો બતાવતા, ચર્ચા કરતા, સાઇક્લોસ્ટાઇલ્ડ પ્રોગ્રામ નોટ્સ બહાર પાડતા, જેનો ચીલો મણિલાલે મુલુન્ડમાં ચલાવ્યો અને તેને મેં છેવટ સુધી જાળવી રાખ્યો. મણિલાલ પત્રી ગામમાં સ્થાયી થયો, જીવનસાથી હીનાં સા સાથે કચ્છી ભાસાનો અભ્યાસ આગળ વધાર્યો, પુત્ર પરજન્ય મોટો થતાં તેમના કાર્યને ટેક્નિકલ કુશળતા પ્રાપ્ત થઈ, વાધોડ વૃત્તિ એમની એમ અકબંધ રહી. રહેશે. મણિલાલ મરતો નથી... મણિલાલ પોતાની રીતે ને શરતે જીવ્યો, સ્વજન હિના ને પરજન્યના સહિયારા સહકારથી કચ્છી ભાષા, ભારતીય ને વિશ્વ સાહિત્યને આવરી લઈને ધરખમ કામ કર્યું, કોઈ પ્રસિદ્ધિ કે ઇનામ-અકરામની અપેક્ષા વિના.

નોંધપૂર્તિ ૨ : કચ્છી મૂળાક્ષરો / બારાખડીમાં ‘શ’ શકોરાનો ‘શ’ ને ‘ષ’ ષટ્કોણનો ‘ષ; નથી, દડાનો ‘દ’ પણ નથી, ‘ળ’ પણ નથી. મણિલાલ ગાલા ભાષાશાસ્ત્રને વૈજ્ઞાનિક સ્તરે તપાસતો ને પ્રયોજતો અને એમાં બાંધછોડ કરતો નહીં. છતાં તેના પુસ્તક ‘સભ્ધેં જી સોજાર’માં સમયાનુસાર બદલાતી કચ્છી (ભધ્લાંધી કચ્છી) વિશે એક પ્રકરણ ફાળવે છે. તેણે કચ્છી ભાષાના ફૉનેટિક્સ પ્રમાણે ફૉન્ટ્સ વિકસાવ્યા હતા અને તેના લેખોમાં તેમને એ પ્રમાણે પ્રયોજતો. મારા આ લેખમાં તેના લીધે કેટલીક (ખાસ કરીને ખોડાક્ષરોની) ખામીઓ રહી ગઈ છે. મને આશા છે કે મણિલાલ એ ખામીઓને ખમાવી લેશે, આંખ આડા કાન કર્યા વિના. vadhod.comની વેબસાઇટના હોમપેજનું મથાળું છેઃ ખીંકાર!

❑❑❑



# દીક્ષા-પર્વ

☐ ગગન ગિલ ☐ અનુ. : દીપક રાવલ

**મેં** તેમની પાસેથી ઉપદેશ નહોતો લીધો, ન તો દીક્ષા. તેઓ મારી સંગાથે ચાલ્યા આવે છે, હું તેમના સંગાથે. એ મારું રહસ્ય છે, મારા આંતરમનની વણઊકલી હલચલ.

જ્યારે પણ હું કંઈ કહેવા જતી, પિતા ટાળી દેતા. એ નાનકડા દિલ પર ન જાણે શું શું વીતતું હશે.

રવાલસર. ૧૯૭૬. મનાલી જતાં અમે રોકાયાં છીએ. ગુરુદ્વારામાં ગુરુ ગોવિંદસિંહનાં શસ્ત્ર, જોડાં, પલંગ જોઈને આવ્યાં છીએ. વહેલી સવાર છે. એક ગોમ્પાની (બૌદ્ધ મઠ) બહાર અમે બેઠાં છીએ. ન જાણે કેમ!

આ મારા જીવનનો પહેલો ગોમ્પા છે – ગુરુ પદ્મસંભવનું સ્મૃતિ-સ્થાન.

અમે જ્યાં બેઠાં છીએ ત્યાંથી ભીતરનું બધું – મોટાં મોટાં બ્યૂગલ, ઘંટ, નગારાં – દેખાય છે. રહસ્યમય લામા, લોકો. વિચિત્ર અવાજો, સંગીત. બધું ભયભીત કરનારું. કૂવામાં જેમ ઉપરથી આવતો સાદ, દબોચતો, નીચે ખેંચતો.

કૂવો ધરતીમાં નહીં, હૃદયની અંદર હતો. એક દિવસ એની ભાળ મળશે.

''દારજી, હું બૌદ્ધ બનવા ઇચ્છું છું.''

પિતાને કહું છું. સત્તરની છું. ન બાળક, ન વયસ્ક. વય જાણે બાળપણ અને યૌવનના ખાંચામાં સ્થિર થવાને

બદલે વાર્તાઓમાં ભટક્યા કરું છું. સખીઓને બદલે ચરિત્રોની સાથે વાતો કરતી ફર્યા કરું છું.

મોટાભાગે ભીષ્મ પિતામહની પાસે બેસી રહું છું. યુદ્ધ ક્યારનું પૂરું થઈ ગયું, બધા પોતાને ઘેર જતા રહ્યા. બસ, ભીષ્મ પિતામહ સૂના મેદાનમાં એકબાજુ પડ્યા છે. દક્ષિણાયનના મહિના, શરદ-શિશિરના માસ, નવેમ્બર-ડિસેમ્બરની ટાઢ. તેમના શરીરમાં તીર અને ઘા એક થઈ ગયા છે. જેમની ભીષણ પ્રતિજ્ઞા સાંભળીને ક્યારેક આકાશમાંથી ફૂલ વરસ્યાં હતાં. અંતિમ દિવસોમાં તેમના માટે ન કોઈ છત-છાપરું. ઘા માટે ન કોઈ લેપ, ન શેક.

આ કેવું ઇચ્છામૃત્યુનું વરદાન છે કે પીડાનું વરણ કરીને સૂતા છે?

પિંડદાન આપીએ છીએ તો પૂર્વજો, જન્મેલા-ન જન્મેલાઓ પછી સૌથી છેલ્લે ભીષ્મ પિતામહને. તેમનું સ્મરણ કર્યા વિના અર્ચના પૂરી થતી નથી. હું બધું જાણીશ, વર્ષો પછી, પિંડદાન કરતી વખતે.

અને દાનવીર કર્ણ, હમણાં જ જેણે પોતાના સોનાના દાંત પથ્થરથી તોડીને ભિખારીના વેશમાં આવેલા કૃષ્ણને આપ્યા છે. મરણાસન્ન, રક્તથી ખરડાયેલું તેનું મુખ. એ જ મુખથી વરદાન માગશે. કહેશે, મને એ જગ્યાએ અગ્નિદાહ આપજો જ્યાં પહેલાં કદી કોઈ શબ બળ્યું ન હોય. અને ભગવાન પોતાની ડાબી હથેળી વિરાટ રૂપમાં ફેલાવશે, એના પર ચિતા બનાવશે, કર્ણનો અગ્નિદાહ કરશે.

શ્રી કૃષ્ણના વિશ્વરૂપની, દ્રૌપદીનાં ચીર-વસ્ત્ર પૂરવાની ચર્ચા થાય છે, પરંતુ તેમના હાથના વિરાટ રૂપ પર કર્ણની ચિતાની કદી નહીં. ન જાણે કેમ?

અને રાજકુમાર સિદ્ધાર્થ. અડધી રાતે મહેલમાંથી નીકળતા નહીં, ભિક્ષાપાત્ર પાસે બેઠેલા દેખાય છે. ભિક્ષામાં મળેલું આ તેમનું પહેલું ભોજન છે, જેને કટોરામાં જોઈને તેમને ઊલટી થઈ રહી છે. ન ક્યાંય રાજમહેલ છે, ન કંઈ જ્ઞાન. મહેલમાં પાછા જશે કે વનમાં? આ સડેલું-ગળેલું ભોજન તેમના મોંમાં જશે? આ ઘૃણિત દેખાતું ભોજન ખાઈને જ્ઞાનમાર્ગ પર પહેલું પગલું ભરશે?

પ્રથમ વિજય એ નહીં, જે છ વર્ષ પછી તેમના જીવનમાં આવશે. આ છે - સ્વાદ પર વિજયની પહેલી ક્ષણ.

બુદ્ધકથા આ પ્રસંગ પર અટકતી પણ નથી. હું રાત-દિવસ ત્યાં ઊભી રહું છું, સિદ્ધાર્થના કટોરા પાસે. એ અપ્રિય અન્ન પાસે. તેઓ એ ખાશે? હું વિશ્વાસ કરી શકતી નથી.

રાત-દિવસ સંતાકૂકડી ચાલે છે. ભીષ્મ પિતામહ, કર્ણ, દીવાલમાં ચણવામાં આવતા સાહેબજાદા, બુદ્ધ.

થોડા દિવસ પહેલાં જાહેરાત વાંચી હતી. કૉલેજ જતાં રસ્તામાં દીવાલ પર. બુદ્ધપૂર્ણિમાને દિવસે હજારો લોકોને દીક્ષા આપવામાં આવશે.

મારી વર્ષોની અમૂર્ત ઇચ્છા ઉપર આવી ગઈ છે.

''દારજી, હું બૌદ્ધ બનવા ઇચ્છું છું.''

હું ફરી કહું છું. ન બાળકી, ન પુખ્ત. અનુમતિ લેવા માટે નથી કહેતી, જાણે કોઈ સ્વપ્ન વચ્ચે બેસીને કહું છું. હજી આ રસ્તો ઘણો લાંબો છે. આમાં ઘણા બધા વિયોગ છે, ઘણાં બધાં મરણ. શોકગ્રસ્ત એ મા સુધી પહોંચવાને હજી ઘણાં વર્ષ છે. જેને શાસ્તાએ કહ્યું હતું, ''જા એ ઘરેથી રાઈ લઈ આવ, જ્યાં પહેલાં કોઈ મર્યું ન હોય.''

હું ક્યારે કહીશ, ''હું તમારા શરણમાં આવું છું બુદ્ધ.''

''અમે તારી પાસેથી કંઈ પણ આશા રાખી શકીએ?'' પિતા કહે છે.

મેં જ્યારથી સ્કૂલમાં મારી સંગીત ટીચર સાથે એક જ ટિફિનમાં ખાવાનું શરૂ કર્યું, તેમણે મને તેમની થાળી પાસે બેસવા દીધી નહીં. કદાચ તેઓ મારી પાસે શુદ્ધ આચરણની અપેક્ષા રાખતા હતા. શીખ આચરણ? બાપ-દાદાનો વીર ધર્મ. ગાઢાં જંગલોમાં સંતાઈને બેઠેલા હુમલાખોરો સામે પ્રત્યેક શ્વાસે ધર્મરક્ષા કરતા.

મારું બધું ગરબડિયું. દાદીની વાર્તાઓના ગણેશ તેમને લોટમાંથી બનાવીને દેખાડું છું. ગૌરાએ એવી જ રીતે બનાવ્યા હતા ને?

જાણે કથાઓ જ કોઈ ધર્મ હોય. ક્યારેક હિન્દુ, ક્યારેક શીખ, ક્યારેક બૌદ્ધ.

જીવિત સભ્યતાનાં અંગ હોવાનો સંકેત છે આ? વડીલોએ દેખાડેલો માર્ગ જ્યારે એક પુસ્તક સુધી સીમિત રહેતો નથી ત્યારે આપણે એકમાંથી નીકળી બીજા પુસ્તકમાં જતા રહીએ છીએ. ક્યાંય કશું પણ નહીં, કોઈ પણ પાર થતું નથી?

તમારા શરણમાં આવું છું. હું બડબડું છું. કોના શરણમાં?

૨

હું તે ઋષિકન્યાનો ચહેરો જોવા માગું છું. રાજા દુષ્યંતની સભામાંથી નીકળેલી તેજસ્વિની શકુંતલાનો. આપણી ભારત જાતિની માતાનો ચહેરો.

તે કેવો પુરુષ હતો, જે પોતાનો અભિસાર માત્ર સાત-આઠ માસમાં ભૂલી ગયો. કેવા હશે એના અભિચાર-વ્યસ્ત હાથ જેને યાદ રહેતું નહોતું કે ક્યાં, કોના કોના દેહ પરથી પસાર થતા હતા. તે પ્રેમ કરતો હતો, વચન આપતો હતો અને ભૂલી જતો હતો.

જે પિતાને પોતાનું બીજ રોપવાનું યાદ ન રહે, તેનાં સંતાને, એની જાતિએ એને કેવી રીતે યાદ કરવો જોઈએ?

શકુંતલા પોતાના સત્ય સાથે એકલી પાછી ફરે છે. પોતાના ગર્ભસ્થ શિશુની સાથે.

ગર્ભિણી સીતા જંગલમાં વૃક્ષ નીચે સૂવાના સમયે ત્યાગી દેવામાં આવી. પતિના આદેશથી.

સદ્યઃપ્રસૂતા યશોધરાને નથી ખબર, તેનો રાજકુમાર રસ્તામાં જોયેલાં ત્રણ મહાન દૃશ્યોને કારણે નહીં, રંગમહેલમાં

નર્તકીઓનાં સૂતેલાં મદ-વિકૃત મુખ જોઈને ઘર છોડી ગયો છે.

બુદ્ધકથામાં ત્રણ દશ્યોની વાત કેન્દ્રમાં છે, પરંતુ સિદ્ધાર્થના પોતાની રંગીન જીવનશૈલી પ્રત્યેના ઊંડા વિતૃષ્ણાબોધનો માત્ર સંકેત કરવામાં આવે છે. જાણે તેમની મહાત્મ્ય કથાને તેમનું સાધારણ આસક્તિપૂર્ણ જીવન અવરોધતું હોય. કથા-ચરિત્ર સિદ્ધાર્થ આકાંક્ષાઓ એવી રીતે છોડી દે છે જાણે એમાં ડૂબ્યા જ ન હોય.

જો ડૂબ્યા જ નથી તો છોડ્યું શું?

શકુંતલા જેમ સીતા કરે છે એમ અસ્વીકાર નથી કરતી. શકુંતલા પ્રશ્ન પણ નથી પૂછતી/પુછાવતી. જેમ યશોધરા કરે છે. પોતાના પુત્રના માધ્યમથી પુછાવે છે.

એથી સાધારણ માનસમાં શકુંતલા એક તેજસ્વિની કન્યાથી ક્યારેય ઉપર ઊઠતી નથી, અલગ દેખાતી નથી. તેની નિયતિમાં મરુસ્થળ તો છે, અંધારું નથી. તેના આત્મામાં મંથન નથી, જેના ઉદ્વિગ્ન પ્રશ્નોથી યુગ-યુગાંતર અંકિત થાય છે.

સીતાની કઠણ પરીક્ષા જોઈ આપણે હાહાકાર કરીએ છીએ, યશોધરાને જોઈને અકળામણ થાય છે, શકુંતલાને જોઈને માત્ર થોડીક પીડા થાય છે.

શું એટલા માટે શકુંતલા સ્વયં પોતાની પીડાને, નિયતિને શબ્દમુક્ત રાખે છે? આપણે કદી જાણી શકતા નથી કે રાજા દુષ્યંતને ત્યાં ન ઓળખાવાને કારણે, અસ્વીકાર થવાને કારણે થયેલા સંતાપથી તેનામાં શું ફલિત થયું?

રામનો અસ્વીકાર કરતાં સીતા આર્તનાદ કરે છે. ધરતી ફાટી પડે છે. એનું દુઃખ એટલું મોટું છે કે સદીઓથી ચાલતા આવેલા કથાનકમાં, વિભિન્ન આખ્યાનોમાં, કદી એવું બનતું નથી કે ધરતી ન ફાટે, સીતાનું દુઃખ તેના પાઠકો માટે થોડું સહનીય બને.

બુદ્ધ બની મહેલમાં પાછા આવેલા પતિને મળવા યશોધરા જતી નથી. કહેવડાવી દે છે કે જે મને અડધી રાતે છોડીને ગયા હતા તેમની ઇચ્છા હોય તો મને અહીં આવીને જુએ. બુદ્ધ જાય છે. સાથીઓને કહે છે કે તે મને જોઈને અડશે, રડશે, સારું-નરસું કહેશે, તમે કંઈ કહેશો નહીં.

યશોધરાનું દુઃખ કાગળ પર વિસ્તારવાનો, સંકોચાવાનો અવકાશ પામે છે. આપણે એની માટીનું બાંધવું, ચાકડા પર ચડવું, તડકામાં સુકાવું, નીંભાડામાં તપવું બધું જોઈ શકીએ છીએ. ત્યાં સુધી, જ્યાં સુધી બુદ્ધ કેટલાંય વર્ષ આનાકાની કર્યા પછી અંતે પોતાના સંઘમાં સ્ત્રીઓને જગ્યા નથી આપતા. પહેલા મા પ્રજા ગૌતમી ભિક્ષુણી બને છે, પછી પરિત્યક્તા યશોધરા. ભિક્ષુણી બનીને પણ તે એમનું જ વરણ કરે છે.

હવે સંઘ પાંચસો વર્ષ પણ જીવિત નહીં રહી શકે. - બુદ્ધ વચન કહે છે.

શું એ સ્વીકારોક્તિ છે એ અદશ્ય

તારની જેનાથી હજી તે પોતાની સ્ત્રીથી બંધાયેલા છે?

બુદ્ધ સ્ત્રીઓ માટે જગ્યા કરે છે. સ્ત્રીઓ પોતાના સમગ્ર પ્રકાશને લઈને સંઘમાં પ્રવેશ કરે છે.

શકુંતલાના સંતાપમાં શું કંઈ પણ આકારિત થાય છે?



ગગન ગિલ

ઋષિકન્યાની ઉજ્જ્વળ પ્રકૃતિમાં સંતાપની જગ્યા એટલી ઓછી છે કે તેનું દુ:ખ અનુપજાઉ રહી જાય છે, વેરાન. ત્યાગી દેવાથી, અસ્વીકાર કરવામાં આવે છે તો પણ આકાશ તૂટી પડતું નથી. ઋષિપિતાના આશ્રમમાં પાછી ફરીને તે પહેલાંના જેવી જ માનિની રહે છે.

શું તે રાજાને યાદ કરે છે કે ભૂલી ગઈ છે? તેના હૃદયના રહસ્ય વિશે આપણે કંઈ જાણતા નથી.

શકુંતલાની નિયતિમાં અતિમાનવ બનવાનાં બધાં બીજ હતાં, પરંતુ આત્મમંથનના અભાવમાં તે મહાનતાનો પોતાનો સંયોગ ગુમાવી બેસે છે. કંઈક એવી રીતે કે આપણે પણ ભૂલી જઈએ છીએ કે ભાગ્યે શકુંતલાને તડકામાં ઊભી રાખી હતી.

વરદાન અને શાપનાં અંધારાં-અજવાળાંમાં વીતેલું તેનું જીવન વિસ્મિત તો કરે છે, વ્યથિત નથી કરતું. કથામાં જ્યાં સુધી તેનો વ્યસ્ત-અભિચારી પતિ વિસ્મરણના શાપમાંથી મુક્ત થાય છે અને તેમની વચ્ચે બધું પહેલાં જેવું સુંદર, નિષ્કલંક, નિષ્પાપ થઈ જાય છે, જ્યાં સુધી તેનો પુત્ર ભરત, આપણો આદિ પિતા, સિંહના દાંત ગણવાનું શૌર્ય દાખવે છે, આપણે તેનામાંથી રુચિ ખોઈ બેસીએ છીએ.

તે એટલાં સાધારણ થઈ જાય છે કે આપણાં સ્મરણમાં ટકતાં નથી. શ્રાદ્ધ-તર્પણમાં પણ નહીં.

શું આ કથા સાંકેતિક છે?

સિંધુ નદીને કિનારે વસનારા આપણામાં આપણા પૂર્વજોનો સ્મૃતિલોપ, તેમની નૈસર્ગિક ઉજ્જ્વળતા, તેમનું સહજ શૌર્ય આદિ બધા ગુણ છે.

અને નિયતિ સાથેની લડાઈને નિ:શબ્દ, વેરાન રહેવા દેવાની અકર્મણ્યતા પણ.

૩

મને વસ્તુઓ દેખાય છે – કોઈને કહેવા ઇચ્છું છું.

કોને કહું? આસપાસ કોઈ નથી.

જેમને આ બધું કહ્યા કરતી હતી એ હવે નથી.

વધુ નહીં, તો પણ વસ્તુઓ દેખાઈ જતી હતી, એટલી કે પોતાના ઉપર અવિશ્વાસ થવા લાગે. તારા મને બહુ ગમતી હતી. બહુ જ સારી. બૌદ્ધ દેવી તારા. તેમનો એક થંકા મેં ધર્મશાલામાં લીધો હતો. હરતાં-ફરતાં એમ જ. જેમ ટુરિસ્ટ લઈ લે છે. તિબેટી દુકાનદારે કહ્યું, એવી રીતે નહીં, અહીંયાં જેટલી દેવીઓ છે તેને ધ્યાનથી જુઓ. જે તમને તેની તરફ બોલાવે, જેને જોઈને તમને લાગે કે તે તમને જોઈ રહી છે તેને પસંદ કરો. તે આપના ભાગ્યની તારા છે. મેં મારી તારાને તરત ઓળખી લીધી. તે મારી તરફ જ જોઈ રહી હતી.

હું તેમને લઈ આવી. મારા રૂમની દીવાલ પર ટાંગેલી, મને જોયા કરતી. તેમની પૂજા કરું એવું ધ્યાને જ ન આવ્યું. ક્યારેક ભૂલેચૂકે અગરબત્તી કરી હશે.

તારા મને ગમે છે.

રેલયાત્રા દરમ્યાન મળી ગયેલા અજાણ્યા લામાને મેં કહ્યું. લગભગ ૨૦૦૦ની સાલ હતી. તેણે મને રેલમાં જ તારા-મંત્રની એક પુસ્તિકા આપી. કહે નાનકડો મંત્ર છે. ક્યારેક ક્યારેક વાંચજો, પરંતુ જ્યારે વાંચો ત્યારે ઓછામાં ઓછું એકવીસ વાર વાંચજો. એકવીસ તારાઓ માટે.

મારી દેવીઓ. અવલોકિતેશ્વરનાં આંસુમાંથી નીકળી તારા. તારાઓ.

ન જાણે હું શું કર્યા કરતી હતી. તે મને જોતી હશે. તેની પાસે એટલો પણ સમય નથી કે...

ખરેખર સમય નહોતો. જીવન જાણે જીવ્યા જ નહીં, ગળી ગયા.

હવે જ્યારે સમય છે ત્યારે પણ પૂજા આદિ કરવાનું આપણું કામ નહીં. હા, જપ ક્યાંય પણ થઈ શકે, હરતાં-ફરતાં, ભ્રમણ કરતાં, ગાડી ચલાવતાં, બગીચામાં બાંકડા પર પગ ફેલાવી બેસીને પણ થઈ શકે.

પરંતુ વચ્ચેનાં વર્ષોમાં કંઈક એવું થયું કે દેવી એવી ઘનિષ્ઠ દેખાવા લાગી, વિશેષરૂપે જપ કરતી વખતે કે ડરને કારણે મેં માળા છોડી દીધી. વસ્તુઓ મને પહેલાં પણ દેખાતી હતી, પરંતુ આવું કદી થયું નહોતું. એ પણ જપ કરતી વખતે.

કોને કહું?

એકવાર મેં કહી દીધું, અંધારામાં, કિન્નોરના નાકો ગામની બહાર, સાવ અજાણ્યો મારો ટેન્ટ અને સેમિનારની સાથી આન્દ્રિયા લોસરીજને. શાંતિનિકેતનમાં બૌદ્ધ ધર્મની પ્રોફેસર-હેડ. તંત્રસાધના માટે સ્મશાનમાં જતી હતી, તેણે એ પછીથી કહ્યું.

''આન્દ્રિયા, મારી અંદર આ બધું ન જાણે ક્યાંથી આવી ગયું. એક દેવી વિશે આ રીતે વિચારવું, આટલું અંતરંગ અનુભવવું... જાણે હું તારાની ભીતર જાઉં છું કે તે મારી અંદર...''

ઘણીવાર સુધી અંધારામાં કોઈ અવાજ નહીં, ઉત્તર નહીં. આન્દ્રિયા

જાણે રડી રહી છે.

"શું તને માઠું લાગ્યું? મેં તો તને પહેલાં જ કહી દીધું હતું કે એક વિચિત્ર વાત તને જણાવવા માગું છું."

"પાગલ, હું તો આનંદથી તારા માટે રડી રહી છું. ધર્મને જાણવા માટે તારે કોઈ પુસ્તકની જરૂર નથી. તું દરવાજા સુધી પહોંચી ગઈ છે."

"દરવાજો? કયો દરવાજો?"

"તમે ગાયત્રીનો જપ કરો. તમારું સારું થશે. આકાર-ધ્યાન કરવું હોય તો દેવી-સ્વરૂપ, નિરાકાર-ધ્યાન કરવું હોય તો અંતરિક્ષમાં ફેલાયેલો પ્રકાશ."

શાંતિકુંજવાળાઓએ કહ્યો એવો સંતાપ જો. પિંડદાન કરતી વખતે.

મને અંતરિક્ષ ધ્યાન ગમ્યું.

વિમાનમાં જોઈએ તો આકાશ કેવું પોતાની તરફ ખેંચે છે. કોઈ અદૃશ્ય આપણને ઘૂંઘટ પાછળથી જોઈ રહ્યું છે. કેવું સાચું લાગે છે!

અને તારા? જે મારો અવાજ સાંભળી દોડતી આવતી હતી? શૂન્યમાંથી જોતી તેની નિષ્પલક આંખો!

"તમે તારા-અભિષેક લઈ લો. પરમ-પાવન સારનાથ આવી રહ્યા છે. તમે પણ આવો એ સમયે." ઘણાં વર્ષો પછી પ્રો. સામતેન કહે છે. મારો તારા-વિયોગ સાંભળ્યા પછી.

૪

"शर को दोष दूं, कि दूं इस शरिर को
घाव यह मेरा मुजे किसने दिया है।"

બોલતાં બોલતાં તેમનો કંઠ રૂંધાઈ જાય છે. બોધિચર્યાવતારનો ઉપદેશ આપી રહ્યા છે દલાઈ લામા. બૌદ્ધોનો બીજ-ગ્રંથ. ચાલીસ હજાર લોકોની વચ્ચે બેઠા છે. ન જાણે કેટલીવાર દેશ-વિદેશમાં આ ગ્રંથનો ઉપદેશ તેઓ આપી ચૂક્યા છે. છતાં પણ પીગળી જાય છે.

અવાજ અને ચહેરો એટલો પારદર્શક કે દૂર સુધી બધાને દેખાય છે. તેમની ભીતરનું દૃશ્ય. જાણે માયાદેવીનું પેટ હોય, જ્યારે સિદ્ધાર્થ તેમના ગર્ભમાં હતા.

આ માણસે પોતાની અંદર કીચડને ટકવા દીધો નથી, સૌ કોઈ જોઈ શકે છે.

ભલું થજો પ્રો. સામતેનનું જેમણે સારનાથ જવાની પ્રેરણા આપી. "તમારે આ અવસર ચૂકવો ન જોઈએ. કશું કહ્યા વિના બધી વ્યવસ્થા તેમણે કરી આપી."

અને હું? જાણે કોઈ સ્વપ્નમાં પાણી ઉપર ચાલવા લાગે અને આંખ ખૂલે ત્યારે જુએ કે તે પેલે પાર પહોંચી ગયું છે.

'પેલે પાર' એટલે પરમ-પાવનના મંચની બરાબર પાછળ. કાચની દીવાલોવાળા પૂજાકક્ષમાં.

એક તરફ અમે બેઠાં છીએ. દસ-પંદર લોકો. બહાર મેદાનની ભીડથી અછૂતાં. પરમ-પાવનના શબ્દોમાં એકદમ પાસે. મારું કોઈ સંચિત કર્મ મને અહીં સુધી લઈ આવ્યું.

मैं ही बनु बैध, मैं ही दवा

परिचारक भी मैं बनूं बीमार इस विश्व का सबके स्वस्थ होने तक।

આ પાઠના કેટલાક અંશ બહુ દ્રવિત કરનારા છે, નહીં? તેઓ કહે છે. પોતાના અવાજની આર્દ્રતાથી અનભિજ્ઞ તેઓ આગળ વધે છે પોતાના પ્રિય પુસ્તકના પાઠમાં :

जिन्हें तलाश हो किसी द्वीप की, द्वीप बनूं उसका मैं
जिन्हें तलाश हो प्रकाश की, बनूं उसका दीप
जिन्हें चाहिए हो विश्राम, बिछौना बनूं उनका मैं
दास कि जिन्हें चाह हो, बनूं उनका दास।

આ ક્ષણ વિલક્ષણ છે. પોતાના અધિનાયકને આમ જોવા! પુસ્તકના એકાંત અને અનુયાયીઓની ભીડમાં એકસાથે. પુસ્તકથી ભીંજાયેલા, ભીડથી વણભીંજાયેલા.

कहाँ मिलेगा मुजे इतना चर्म
कि ढँक दूं सारी पृथ्वी को?
ढँक लूँ मगर तलवे अगर
सारी पृथ्वी ढंकने के बराबर है।

દૂર દૂરથી લોકો તેમને સાંભળવા આવ્યા છે. બર્ફીલા પહાડો પાર કરીને, સીમા-પોલીસની ગોળીઓથી સંતાતાં સંતાતાં. દરેક વર્ષે પોતાનો રસ્તો બદલે જેથી પકડાઈ ન જાય. તિબેટ, દૂર મંગોલિયા, રશિયા, યુરોપ, અમેરિકાથી. ભારતમાંથી પણ. કેટલાક બૌદ્ધ, કેટલાક જિજ્ઞાસુ. જિજ્ઞાસા સારી વસ્તુ છે. કોઈ ધર્મ વિશે જાણવા માગો છો, જરૂર જાણો. પરંતુ ધર્માંતર, એ નાજુક વિષય છે. એનાથી જીવનમાં ઘનઘોર ઊથલપાથલ થઈ શકે છે. ધર્માંતરથી લાભને બદલે હાનિ વધારે થઈ શકે છે. બને ત્યાં સુધી એવું નહીં કરવું જોઈએ. બધા ધર્મમાં સુંદર વાતો છે. અહીં આવવાનું ફળ એ હોવું જોઈએ કે તમે પાછા જઈને તમારી પરંપરાનું ગહન અધ્યયન કરો. એનું મનન કરો. વારંવાર ચેતવે છે દલાઈ લામા. ફરી પાછા વળે છે પુસ્તકના પાઠમાં.

क्या लाभ इस देह का
खाने लायक नहीं जिसका गन्दा भीतर
पीने लायक नहीं जिसका रक्त
चूसने लायक नहीं जिसकी अंतड़ियाँ?

શો અર્થ છે તેમના હોવાનો? પચાસ વર્ષ પહેલાં કરેલા તેમના પલાયનનો? ભારતમાં શરણ લેવાનો?

શો અર્થ છે મારે માટે તેમને જોઈ શકવાનો?

તિબેટમાં રહેતા હોત તો તેમને આટલી નિકટતાથી જોવા-સાંભળવાનું કોઈ વિચારી પણ ન શકે.

निपट अकेले ही यदि जाना था मुजे कहीं और
क्या फल मिला इतने मित्र-शत्रु बनाकर?

ભારતમાં ન આવ્યા હોત તો આપણને સાચા-ખોટા સંત વચ્ચેના અંતરની ખબર ન પડત. સંતનું હળવાપણું શું હોય છે, એ કેવી રીતે સંસારની આગ અને જળ પર ચાલે છે એનો અંદાજ ન આવત. સદીઓ પુરાણા ઉપદેશને ઓશીકે રાખી કેવી રીતે જિવાય છે

એનો સાક્ષાત્કાર ન થાત.

એવું નથી કે તેમની પહેલાં આપણે ત્યાં ઉચ્ચ કોટિના સંત નહોતા, પરંતુ જે હતા તે દુનિયાની સામે આવતા નહોતા અને જે સામે આવતા, વહેલા-મોડા તેમના દોષ જાહેર થઈ જતા.

क्या करना दुख उसके लिए
जिसका कोई उपाय है।
क्या करना उसका दुख
जिसका कोई उपाय नहीं।

ચાલીસ હજાર લોકો નમ્યા છે એ પુસ્તકને.

સંઘમાં આ જ રીતે મનન કરતા હશે? જીવ્યા વિના આ જ રીતે છોડતા હશે?

ચક્રવ્યૂહ ત્યાં જ છે, જ્યાં વ્યક્તિ સ્વયં એકવાર જીવીને, ભોગવીને, શોધખોળ કરવા ચાહે છે.

આખી આખી રાત લોકો ત્યાં બેસી રહે છે, ટાઢમાં, ટેન્ટમાં પોતાની જગ્યા સુરક્ષિત રાખીને. શું જોવા આવે છે એમાં?

અઢી વરસ પહેલાં લ્હાસા ગઈ હતી, તો ત્યાં બધા પૂછતા હતા ભારતથી આવ્યાં છો? તમે તેમને જોયા છે? જાણે શરણ લીધા પછી દલાઈ લામા મારા ગામમાં રહેતા હોય!

દરેક વર્ષે વધુ એક વર્ષ મોટા થતા જાય છે તે. તિબેટિયનોનું હૃદય થોડું વધારે ડૂબી જાય છે. પોતાના દેશ-ઘરમાં, જ્યાંથી શરૂઆત કરી હતી, ત્યાં પાછા આવી શકશે? તેમના પછી શું થશે?

રામની પાછળ ચાલતાં ચાલતાં અયોધ્યાવાસી બધા ડૂબી મર્યા'તા સરયૂમાં. ક્યાંક એવું તો નહીં બને?

भयभीत होने को
कुछ भी नहीं कहीं भी
सिवाय मेरे मन के।

જેમ જેમ પાઠ આગળ ચાલે છે દલાઈ લામાના ઉપદેશમાં સામાજિક હસ્તક્ષેપ રેખાંકિત થતો જાય છે. તિબેટિયન સમાજની કુરીતિઓ પર તેઓ ખૂલીને બોલે છે. શું નહીં કરવાનું, કેવી રીતે નહીં જીવવાનું, શરણાર્થીની ગરિમા કેવી રીતે નિભાવવાની એ બધું કહે છે. કંઠથી નહીં, પોતાના ધબકતા હૃદયમાંથી.

ધર્મગુરુની ઊંચાઈએથી નહીં, કુટુંબના વડાની સ્નિગ્ધતાથી.

૫

રાતે હૉટેલના મારા રૂમમાં બોધિચર્યાવતાર વાંચી રહી છું. જે આજે સવારે પાઠ કરાવ્યો હતો એની પુનરાવૃત્તિ કરી રહી છું. કાલે જે અધ્યાય શીખવશે એ પણ જોઈ લઉં.

'शर को दोष दूं, कि दूं इस शरिर को
घाव यह मेरा मुजे किसने दिया है।'

વારંવાર આ અંશ પર આવીને કેમ અટકી જાઉં છું? કેવું કાળજું વીંધનારું પ્રતીક છે શાંતિદેવના કાવ્યમાં. પ્રતીક વિચલિત કરે છે કે એ વાત જે એના માધ્યમથી કહેવાઈ રહી છે?

ક્યાંથી આવે છે બિંબ કવિતામાં?

ચોક્કસ કલ્પનાથી તો નહીં જ. કવિહૃદયના પ્યાલામાં જે અસહ્ય જેવું ઘૂમરાતું હશે એમાં જ પાકતું હશે પ્રતીક? જેમ ફટકડી આગમાં બાળીએ તો ચિત્ર ઊપસી આવે છે.

દીવાલમાં ઊપસી આવ્યા છે પરમ-પાવન. જાણે સિનેમાના પડદા પર. ટોપી પહેરી છે. આસમાની રંગનો ગાઉન. કોઈ દીક્ષાંત સમારોહનો વેશ? માથે હળવેથી સ્પર્શીને હાથ હલાવે છે. હેલો. કહેતા નથી, કરે છે.

હું અલપઝલપ જોઉં છું ને પુસ્તકમાં જોઉં છું. શાંતિદેવે આ સમયને બરોબર બાંધી રાખ્યો છે.

દસ મિનિટ પછી ફરી પાછું એવું જ. દીવાલ પર ઊપસે છે, હાથ હલાવે છે, ધૂંધળા થઈ જાય છે.

બીજીવાર હું પુસ્તક મૂકી દઉં છું. શું થઈ રહ્યું છે આ રૂમમાં? આ દીવાલ પર? અહીં કોઈ ટી.વી. સેટ નથી. મારું ધ્યાન પુસ્તકમાં જ હતું. હું તેમના વિશે વિચારતી પણ નહોતી. શું કરતા હતા મારા રૂમમાં?

આમથી તેમ ફરું છું. રૂમમાં જ. હમણાં જ મેં શું જોયું?

આવ્યા હશે. બુદ્ધ પણ આ જ રીતે જતા હતા સમસ્ત જીવોની પાસે. રાતે સૂતા પહેલાં, દિવ્યચક્ષુથી બધાને જોવા. શી ખબર, પરમ-પાવન પણ એવું જ કંઈ કરતા હોય.

હું જઈને સૂઈ ગઈ છું. કોઈ હલચલ નહીં. હૃદય એકદમ શાંત.

સવારે આઠ વાગ્યે બિનતિબેટિયનોને સમય આપવામાં આવ્યો છે, દર્શન માટે. ઉપદેશ પહેલાં, અડધા કલાકનો સમય. બગીચામાં લગભગ ત્રણસો વિદેશીઓ એકઠા થયા છે. દલાઈ લામા ફરીથી ચેતવી રહ્યા છે. ધર્માંતર એક નાજુક વિષય છે. લાભને બદલે એમાં હાનિ થવાની સંભાવના વધુ છે. કોઈ પણ નિર્ણય લેતાં પહેલાં તમે આના પર સાવધાનીથી વિચાર કરો.

ભીડથી દૂર, બધાની પાછળ, હું બધાથી દૂર ઊભી છું. ત્યાંથી જ બધું જોઈ રહી છું. કોઈને કંઈ ખબર છે કાલે રાતે મારા રૂમની દીવાલ પર શું થયું હતું?

સુંદર ખુશનુમા સવાર છે આ. તિબેટી સંસ્થામાં ચારે તરફ કેવાં તાજાં ફૂલ ખીલ્યાં છે!

હું તેમને જોતી નથી, માત્ર સાંભળી રહી છું. માઇકમાંથી આવતા તેમના અવાજને. જોઈ રહી છું ફૂલોને, સડકને, વૃક્ષોને.

ટપ્પ. અચાનક ટપ્પ દઈને એક ગોળો પડે છે, ઊછળે છે. અદૃશ્ય. ફરીથી બીજીવાર. બીજીવાર હું ધ્યાનથી જોઉં છું. ક્યાંથી આવ્યો છે આ ગોળો?

હૃદય છે કે લોહીમાંસનો દડો? છાતીની બહાર એક ટપ્પો ઘાસ પર. બીજો ટપ્પો નહીં. દડો પાછો છાતીમાં. અંદર. હાડકાંઓની નીચે.

શું થઈ રહ્યું છે આ? ઘણે દૂર

ઊભા છે તે. સભા સમાપ્ત કરી રહ્યા છે. તેમને જ કારણે ટપ્પા ખાતો હતો હૃદયનો ગોળો?

સમય થઈ ગયો છે. ચાલો ઉપદેશ માટે. ભીડ થઈ જશે.

''કેટલાય દિવસોથી તમને દૂર દૂરથી જોયા કરું છું. તમારો પરિચય નથી.''

બૉબ થર્મન મળી ગયા છે સીડી પર.

''જી, પરંતુ હું આપને જાણું છું.'' પછી હું મારું નામ કહું છું.

સાંભળીને કહે ''વૉટ એ નેઇમ. એકદમ બૌદ્ધ. કોણે પાડ્યું હતું?''

''મારા પિતાએ. રાખ્યું તો ગગનન્તર હતું, પણ મેં ટૂંકું કરી નાખ્યું. સ્કૂલમાં મૅડમ બોલી શકતાં નહોતાં.''

''એ તો વધારે બૌદ્ધ નામ છે. ગગનન્તર.'' કશુંક વિચારીને તેમની આંખો ચમકવા લાગે છે. ''ખબર છે? આ આકાશમાં રહેનારી દેવીઓને કહે છે. જેમ પ્રજ્ઞાપારમિતા આકાશમાં રહે છે.''

''મારા પિતા ગગન નામથી ખુશ નહોતા. કહેતા હતા કે આ તે કંઈ નામ છે? ગગન એટલે શૂન્ય. આખી જિંદગી એકલી રહેશે.''

''હા, શૂન્ય. પરંતુ દરેક બૌદ્ધ એને શ્રેષ્ઠ ઉપલબ્ધિ માને છે. તમારા પિતા શું કરતા હતા?''

''વેદોના વિદ્વાન હતા.''

''ભાગ્યશાળી છો તમે.''

સીડી ચડતાં ચડતાં તેમને ગઈકાલની રાત વિશે કહું છું. જાણે એ જ છે જે સાંભળી શકે છે એવું રહસ્ય.

દીવાલ વિશે. દલાઈ લામાના હલતા હાથ વિશે. ''તમારી સાથે આવું કદી બન્યું છે?''

''ના, કદી નહીં.''

થોભીને મને જુએ છે.

''આટલાં વર્ષોથી પરમ-પાવન સાથે છું. આવું કદી બન્યું નથી. આ આશીર્વાદ છે, ગગન. આવું ક્યારેક જ બને છે. વેરી રેર.''

ત્યાં મંદિરમાં જ મને પાસે ખેંચી લીધી. થોડીક બ્લેસિંગ મારા ઉપર લગાવી લઉં?

પાકી ગયું છે ફળ. ઘા રુઝાઈ ગયો છે. ટાંકા ઓગળી ગયા છે.

''તમે પણ બૌદ્ધ છો?'' ડાઇનિંગ હૉલમાં મારી સાથે બેઠેલી વિદેશી મહિલા પૂછે છે. ઈસ્ટોનિયાથી આવી છે. મધ્યમ વય, સ્થૂળ કાયા. ત્યાં સરકારમાં મંત્રી કે એવું કંઈક છે. જ્યાં પરમ-પાવન બોલે છે, ત્યાં જાય છે.

ચોંકી ગઈ છું એના આ પ્રશ્નથી.

હું કોણ છું? હિન્દુ? શીખ? બૌદ્ધ?

પિતા હોત તો પૂછત, કોણ છું હું?

તે ફેરવી ફેરવીને તપાસ કરીને બરાબર કહી દેત - મારા માનવા પ્રમાણે તું આ છે.

''હું કોણ છું?''

સ્તબ્ધ થઈને બેઠી છું. આ સાધારણ પ્રશ્નનો જવાબ નથી મારી પાસે?

કંઠ રૂંધાઈ ગયો છે. માત્ર સામે

દીવાલ દેખાય છે. કાલ રાતવાળી દીવાલ. એક વધુ હાથ હલતો દેખાય છે.

આટલા દિવસથી હું અહીં ઉપદેશ સાંભળું છું. ચાલીસ હજાર લોકોની વચ્ચે બેસીને અને મને એ ખબર નથી કે હું કોણ છું?

રડવા લાગી છું, હું. જમવાનું છોડીને બધાં મને જોઈ રહ્યાં છે.

મેળામાં ખોવાઈ ગઈ છું. મને ખબર નથી, કોણ છું હું? બાળકી જ તો છું દારજી...

બોલાવું છું હું મૃત પિતાને. ક્યાં જતાં રહ્યાં બધાં?

તે મહિલા હળવેથી મારા હાથને સ્પર્શે છે. જાણે કહેતી હોય ‘પિતાનું નામ ખબર નથી? કંઈ વાંધો નહીં. અમે પહોંચાડી દઈશું તને ઘરે. ડર નહીં.’

હીબકાં બંધ થયાં તો સાંભળ્યું, પોતાને જ કહેતાં - ‘મને લાગે છે કાલે રાતે હું બૌદ્ધ થઈ ગઈ...’

૬

નાલંદામાં રચાયું હતું બોધિચર્યાવતાર. આઠમી સદીમાં.

એના સર્જક શાંતિદેવ. કહેવાય છે બહુ આળસુ હતા. બહુ ઓછું બોલનારા ભિક્ષુ હતા. પોતાની ઓરડીમાં કશું કર્યા કરતા હતા, સાધના આદિમાં કંઈ પ્રગતિ થઈ કે નહીં એ જાણવા કેટલાક ચંચળ ભિક્ષુ - વિદ્યાર્થીઓએ એક દિવસ બળજબરીથી તેમને મુખ્ય સભાગૃહમાં મંચ ઉપર બેસાડી દીધા કે તેઓ કંઈક કહે.

વિશ્વવિદ્યાલયમાં પરીક્ષાનો દિવસ હતો. નક્કમાઓને કાઢવા માટે.

एक जागा स्वप्न से, सौ वर्ष सुख भोगने के बाद
दूसरा जागा स्वप्न से क्षणभर सुख भोग कर
लौटा नहीं कभी उनका सुख
जाग गये दोनों जब।

નવસો છંદ, સંસ્કૃતમાં તરત રચાયેલા, બોધિચર્યાવતારના દસ અધ્યાયોમાં, એ દિવસે શાંતિદેવે સંભળાવ્યા, ભરેલા સભાગૃહમાં. ભાવ-વિગલિત કરી દેનારી પોતાની તપશ્ચર્યાનો પરિચય આપ્યો.

તેમણે પોતાના જીવનમાં કોઈ ત્રણ દૃશ્ય નહોતાં જોયાં. તેમણે પોતાનું ઘર કોઈ આઘાતને કારણે નહોતું છોડ્યું. જિજ્ઞાસાને કારણે અધ્યયન કરવા સૌરાષ્ટ્રથી ચાલીને નાલંદા આવ્યા હતા. જેમ એ દિવસોમાં હજારો મુનિ વિશ્વના દૂર દૂરના ખૂણેથી આવતા હતા. નાલંદામાં એક સત્રમાં દસ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા. એ સમયનું સૌથી મોટું વિશ્વવિદ્યાલય. ઑક્સફર્ડ-હાવર્ડથી અનેકગણું મોટું.

जैसे हाथ बढ़ जाता है तुरन्त घायल पांव
को सहलाने
बिना चोटिल होते भी
वैसे मैं बढ़ूँ आगे
जिन्हें चाहिए हो सांत्वना।

પોતાની ભિક્ષુ-ઓરડીમાં બેઠાં બેઠાં ભીતરના અંધકારનો સાક્ષાત્કાર કરતા હશે શાંતિદેવ. **[અનુસંધાન પૃ. ૧૨૪]**



# યાયાવર પંખી

☐ ગિરીશ ભટ્ટ

**તે** લંડન મહાનગરના એક ઉપનગરની બાવીસ નંબરની સ્ટ્રીટમાં વસતી હતી. ઘર પરની તકતી પર માનું નામ હતું: કુમારી જેન બર્ક, નિવૃત્ત સ્વાસ્થ્ય અધિકારિણી.

શાન્ત વિસ્તાર, મધ્યમ વર્ગની વસ્તી, થોડાં માળવાળાં મકાનો, સ્વચ્છ શેરી-પથ્થરોથી જડેલી.

સાંજ લગભગ ઢળવા આવી હતી. પુત્રી મારિયા, આલોક સાથે આવી ત્યારે માતા ઍમ્બ્યુલન્સમાં બેસવાની તૈયારી કરતી હતી.

જેન, પુત્રી જેવી જ હતી; ઊંચી, કૃશ, સુંદર, તેજસ્વી આંખોવાળી.

''આવી ગઈ, મારિયા? વેલ... હું જાઉં છું, આ લોકો સાથે. કદાચ કોરોના હોઈ શકે. મેં જ ફોન કર્યો હતો. બીજો તને કર્યો હતો. આ તો મહામારી છે. કોણ આલોક છે? તારો ઇન્ડિયન મિત્ર. વેલકમ. મારી ચિંતા ઓછી. તેને અનુકૂળતા હોય તો સાથે રહેવાનું કહેજે.''

ને તે વાહનમાં બેસી ગઈ હતી. સામી બારીમાં એક સ્ત્રી ઊભી હતી.

ઘર સેનેટાઇઝડ થતું હતું; બે બેડરૂમ, કિચન, સાંકડો ડ્રૉઇંગરૂમ ને આંગણું. અને આંગણામાં ત્રણ-ચાર છોડ. સ્નો પડે ત્યારે પીળા પડી જાય.

જેનને પુત્રીની કેટલી ચિંતા હતી? એકલસૂરી, બૉયફ્રેન્ડ તો શું છોકરી પણ નહીં સોબતમાં, જૉબના સ્થાને ઘર અને ઘરથી ઑફિસ, સાવ સાદી. એમ જ લાગે કે તે મઠમાં તો નહીં ચાલી જાય ને?

આલોક પ્રથમવાર આવ્યો હતો ત્યારે તે ખુશ થઈ હતી. ચાલો, બૉયફ્રેન્ડ તો શોધી શકી. તેણે જ પૃચ્છા આદરી હતી: આલોક? ઓહ, યુનિવર્સિટીમાં? ફ્રૉમ ઇન્ડિયા! કોલકત્તા જોયું હશે. કેટલું દૂર તમારા શહેરથી? ઓહ, ગયો છું ત્યાં. કયો વિષય? એન્થ્રોપોલૉજી! આઈ નો. મારિયા... સ્વાગત કર આલોકનું. શું લે છે? વેજ?

માને રસ પડ્યો હતો, આલોકમાં.

બીજી મુલાકાત હતી; તે તો રોગગ્રસ્ત હતી. ઇચ્છતી હતી કે આલોક તેની સાથે રહે.

ખ્યાલ હતો કે મારિયા ક્યારેય એકલી રહી જ નહોતી.

મારિયાએ કહ્યું,''આલોક, મોમ વિનાના ઘરમાં પહેલી વાર પ્રવેશું છું. તું છે ને?''

આઠ માસ જૂનો પરિચય.

એક યુવાન બગલથેલા સાથે યુનિવર્સિટીની ઑફિસ પાસે ઊભો હતો; આછો તામ્રવર્ણ, ઠીકઠીક-૫.૬ ફૂટની ઊંચાઈ, અજાણ્યા હોવાનાં તમામ લક્ષણો.

તેણે જ સાદ પાડ્યો હતો,''કમ ઇન. હૂઇઝ ધેર? વૉટ કૅન આઇ...?''

તે... પ્રવેશ્યો હતો. ગભરુ લાગ્યો. બીજા દેશમાંથી આવ્યો હશે.

આલોકે તેની ફાઈલ ટેબલ પર મૂકી ને તે જોઈ ગઈ હતી.

''સમયસર છો. ડૉ. જોસેફને મળી લો. ક્યારે આવ્યા ઇન્ડિયાથી? પહેલીવાર આવ્યા છો?''

તે તેને ડૉક્ટરની ઑફિસ સુધી લઈ ગઈ હતી. આલોક એક ગોરી છોકરી સાથે જઈ રહ્યો હતો. પરિસરમાં ખાસ ભીડ નહોતી ને કોલાહલ તો બિલકુલ નહીં. તે લોકો વાતો તો કરતા હતા, પરંતુ ધીમેથી, અન્યને ખલેલ ના થાય એ રીતે. ઠંડી હવાની મર્મર સાંભળી શકાતી હતી.

આલોક દશ જ મિનિટમાં ડૉ. જોસેફને મળીને પાછો ફર્યો હતો,

મારિયા પાસે.

''કેવી રહી મુલાકાત? કર્ણધાર છે આ સંસ્થાના.'' તે પોરસાઈને કહેતી હતી.

આલોકે કહ્યું હતું,''તેઓ તમારી પ્રશંસા કરતા હતા.''

''મહાન છે...''ક્ષોભ અનુભવતાં તે બોલી હતી. જરૂરી સૂચનાઓ, જરૂરી પેપર્સ અપાયાં હતાં. ''ક્યાં રહેવાના છો? હૉસ્ટેલ તો નેક્સ્ટ મન્થ ખૂલશે. છે સંબંધી? વેલ. મેટ્રોમાં ચોથું સ્ટોપ? કાલથી અભ્યાસ ચાલુ થશે. સમયસર આવી જજો. તમને શુભેચ્છા. એન્થ્રોપોલૉજીના પંડિત બનો.'' મારિયાએ હસ્તધૂનન માટે હાથ લંબાવ્યો હતો. કોઈ સ્ત્રીને આમ કરવાનો પહેલો અનુભવ હતો.

તેનો સંકોચ છતો થયો હતો. મારિયા હસી હતી.

પિતા શું કહેતા હતા: આ સ્વભાવ ધંધામાં ન ચાલે. ભલે આશ્રમો ને મંદિરોમાં ફર્યા કરે. મારો ધંધો દીકરી શિવાની સંભાળશે.

મોટો કારોબાર હતો ગાર્મેન્ટનો. બંગલો હતો આંબાવાડીમાં. બે ગાડીઓ હતી.

આલોક સાઇકલ પર કે પગપાળા ઘૂમતો હતો. ટોણો મારતા હતા પત્નીને: તમે આ કુંવર પધારવાના હતા ત્યારે શું વાચતાં હતાં? આપણી કંપનીનું પ્રોસ્પેક્ટ્સ વાંચ્યું હોત તો આમ ના બનત.

અચાનક UK જવાનાં અંજળ જાગ્યાં હતાં.

કુલકર્ણી સર કહેતા હતા: આલોક, તું એન્થ્રોપોલૉજીનો અભ્યાસ કર, તારી પ્રકૃતિને અનુકૂળ છે. સ્વની શોધ, નૃવંશશાસ્ત્ર. મટિરીયલ, માર્ગદર્શન, સલાહો, શું કરવું ત્યાં પ્રવેશ માટે.

હા, ત્યાં ડૉ. જોસેફ છે. લંડનના પરામાં યુનિવર્સિટી છે. તે લોકો તમારી ઇચ્છાને ચકાસે છે, તમારી ડિગ્રીઓને નહીં.

બધું તૈયાર કરાવ્યું.

ને પ્રભાફોઈનું કહેણ આવ્યું: મોટાભાઈ, મોકલો આલોકને. ભણવાના વિઝા મળી જશે. સે... ગાર્મેન્ટનો કોર્સ...! આપણા ધંધાના ડેવલપમેન્ટનુંયે થશે. મોટું માર્કેટ છે. ગોરી સ્ત્રીઓને પણ વસ્ત્રો તો જોશે જ ને? હા, માપ બદલાવવાં પડશે. હાડેતી, ઊંચી...! છે એક છોકરી; નામ સલોની, ભારે હોશિયાર, તે મદદ કરશે આલોકિયાને...

કુલકર્ણીએ ઍડ્મિશન મેળવી આપ્યું હતું: કહ્યું'તું ને કે જોસેફ, સર્વેસર્વા છે. હવે એક કામ કર. થોડું ઇંગ્લિશ શીખી લે. કેવી રીતે બોલવું? ઉચ્ચારો કેમ કરવા? એક છે હરસાણાસાહેબ. થોડા દિવસ... શીખ.

પિતાએ કહ્યું હતું: ધંધામાં ધ્યાન આપજે. પ્રભાએ ગોઠવ્યું છે.

કુલકર્ણીએ કહ્યું હતું: ધ્યાન દઈને અભ્યાસ કરજે. ગહન વિષય છે.

(૨)

બીજે દિવસે આલોક મેટ્રોમાં કાલોસ રોડ સ્ટૉપે પહોંચ્યો હતો. થોડી પરિચિતતા હતી; વૃદ્ધ સૈનિકનું સ્ટેચ્યુ, ઑર્કિડ અને પહોળાં પાન ધરાવતાં બદામી વૃક્ષો, પર્ણોની મર્મર, આકાશ ને મંદ અજવાળું.

ઑફિસમાં સહજ દૃષ્ટિપાત કર્યો. મારિયા નહોતી, બીજો પુરુષ હતો. તેની અનુપસ્થિતિ સાલી હતી; કેમ નથી?

દશ મિનિટ પછી પહેલો તાસ હતો અભ્યાસનો. તે પહોંચી ગયો. છાત્ર-છાત્રો હતાં, ગમે તે વયનાં. ત્વચાના વર્ણ અલગ અલગ હતા. અલગ દેશના હશે. અનુમાન થયું.

જોસેફનું સંબોધન થયું. હળવાશથી ગંભીર વાત સુધી લઈ ગયા હતા.

પછી ગુરુજનો: આર્થર, સ્મિથ, જેમ્સ, કબીર અને સનાતન આર્ય. છેલ્લા નામ પર ચોંકાયું – અરે, આ તો... ભારતીય! ગમ્યું.

પછી છાત્રોને પરિચય આપવાનો ક્રમ થયો હતો. તેણે આપ્યો હતો : આલોક... આઇ'મ ઇન્ડિયન.

કુલકર્ણી સરનો સંદર્ભ પણ અપાયો હતો. ક્યાં સંકોચ થયો હતો?

સનાતન સર લૉબીમાં મળ્યા હતા: મને મળજે. ક્યાં છે અત્યારે? મૂળ અમદાવાદ? ક્યાં આંબાવાડીમાં? આઇ'મ... સિન્સ! વિષાદ હતો.

ને તે પણ ક્યાં દૂર હતો વતનથી? દિવ્ય આશ્રમ, ઘર, મૉમ-ડૅડી, શિવાની, બંગલાનો માળી, વૉચમૅન, ઝાંપા સામે બેસી રહેતો અંધજન. કેટલું યાદ આવી જતું હતું.

જતી વખતે મારિયા મળી હતી. સીધું કહ્યું હતું: વેલ? ચાલ, કૉફી લઈએ. દિવસ ઠંડો છે.

એ દિવસે કૅન્ટીન જોઈ હતી. સ્વચ્છ, વ્યવસ્થિત અને કોલાહલ વિનાની.

વાતો થઈ : આવી હતી ઊંઘ? કોણ સાંભર્યું હતું? કેવું લાગ્યું કૅમ્પસ? કોણ છે વતનમાં? મૉમ, ડૅડી, સિસ્ટર! નથી કોઈની સાથે ડેટિંગ કરતો? હું પણ ક્યાં? મૉમ છે. તને લઈ જઈશ ઘરે.

આલોક વિચારતો હતો આ ઘરના વિશે. કેટલી ત્વરાથી મારિયા તેની નજીક આવી ગઈ હતી? સાવ સરળ હતી.

પ્રભાફોઈએ કેટલી સૂચનાઓ આપી હતી: ધોળિયાવ અતડા, અભિમાની. અહીં તેમનો જ પનારો. ધ્યાન રાખવું. કામથી કામ જ રાખવાનું. સલોની તો તેમનું માથું ભાંગે તેવી છે. બધું કામ કરાવી લે.

જરૂર પડે બોબને પૂછી લેવું. કેવા છે કૉલેજવાળા? તારે સાચેસાચ ભણવું છે? મારું માન તો છોડ બધું. ધંધામાં પડી જા. સલોની રાહ જોતી બેઠી છે. ફર તેની સાથે, માર્કેટ સર્વે કર. ભાઈએ કેટલું લિટરેચર આપેલું છે? હું વાંચી ગઈ. ભઈલા, આમાં ધ્યાન આપ. શું ભણવું છે તારે? એન્થ્રોપોલૉજી? માણસ

ક્યાંથી આયવો એ?

પ્રભાફોઈ હસી પડ્યાં હતાં.

'તારી ઇચ્છા, ભઈલા! પણ એકવાર સલોનીને મળ.'

અને ચોથે દિવસે કહ્યું હતું: ઓલી આવી'તી. બધું લિટરેચર લઈને ગઈ! બે દિવસ પછી આવશે તારી સાથે ડિસ્કસ કરવા. ભડકા જેવી છે. બસ... વર્ક, વર્ક ને વર્ક. સેટર સનમાં મોજ.

આલોકને સલોનીનો પરોક્ષ પરિચય મળી ગયો હતો. અભ્યાસમાં ટપ્પા પડવાની શરૂઆત થઈ હતી. હરસાણા સરે... ભાષાના ઉચ્ચારોની ઠીકઠીક સમજ પાડી હતી.

તે સનાતન સરને મળવા ગયો હતો. પાંચેક મિનિટ વાતો થઈ હતી: સરસ છે યુનિવર્સિટી. દુનિયાભરમાંથી છાત્રો આવે છે. કોઈ મુશ્કેલી પડે તો મને મળજે. પ્રારંભમાં થાય. લાઇબ્રેરીમાં જવાનું રાખજે. કબાટો ભર્યા છે, સંદર્ભગ્રંથોના. રસ પડે છે ને? હું પણ વાંચું છું. ગુરુ તો છું, પણ છાત્રેય છું.

સલોની ઘરે મળવા આવી હતી.

તે એ સમયે મારિયાની સાથે તેના ઘરે જઈ રહ્યો હતો. મારિયા... રસ્તાઓની સમજ પાડતી હતી. સાંજ હતી. અજવાળું પણ હતું. સ્ટ્રીટ લાઇટોનું તેજ રસ્તાઓને અજવાળી રહ્યું હતું.

મારિયાએ કહ્યું હતું: આ સોળમી સ્ટ્રીટ.

આ અમારું હાઉસ. તે ખુશ હતી. નવું કશુંક બની રહ્યું હતું, તેના જીવનમાં.

કોણ જાણે કેમ, તેને આલોકમાં રસ પડ્યો હતો. અલગ હતો અન્યથી, કેટલાં છાત્ર-છાત્રાઓ તેની નજરમાંથી પસાર થયાં હતાં? શું ગમ્યું હતું તે છોકરામાં એની ગતાગમ પડી નહોતી. બસ, તે ગમ્યો હતો. શું તે એક ઇન્ડિયન હતો એ કારણે? ના, દર વર્ષે કેટલા ઇન્ડિયન આવતા હતા?

તો શું કોલકત્તાને કારણે? હા, એક કારણ એ પણ ખરું જ.

જેનના મુખેથી એ જ નામ ઉચ્ચારાયું હતું: આલોક, કેટલું દૂર કોલકત્તા તારા શહેરથી? ને આલોકે તેની કોલકત્તાની સફરનું વર્ણન કર્યું હતું: તેઓ ચાર હતા. ચિત્તરંજન ઍવન્યૂમાં માસી હતાં, કમલામાસી. ખૂબ ફેરવ્યા હતા, માસા-માસીએ. ભલાં હતાં. નિઃસંતાન! રોસગોલ્લા... હડિયાપટ્ટી. બડાબજાર, મીનાબજાર અને કાલીમાતાનું મંદિર, હાવડા બ્રિજ, ગંગાઘાટ અને...

જેનને ડેલહાઉસી સ્ટ્રીટ યાદ આવી ગઈ હતી, પરંતુ એ વિશે કશું પૂછ્યું નહોતું.

મારિયા કૉફી બનાવવા કિચનમાં ગઈ હતી.

માતાએ પુત્રીના હરખને જોયો હતો. તે ચકિત અને ખુશ હતી. પુત્રી આટલી ખુશ ક્યારેય નહોતી. આ છોકરો જ કારણભૂત. સારું થયું કે તે વળોટમાં આવી હતી. આ વયે તો આમ જ હોવું

જોઈએ. પછી તેણે – સૂવું છે મારે, કહીને તે બન્નેને એકાંત આપ્યું હતું.

કેટલી વાતો થઈ તે બન્ને વચ્ચે? જેનનું મન તો આ તરફ જ હતું.

ભૂખરા રંગના વૃક્ષ વિશે, જોસેફ વિશે, ગાંધી અને ટાગોર વિશે, ગુજરાત વિશે, મૉમ વિશે, કેટલી વાતો થઈ હતી.

છેલ્લે મારિયા કહી રહી હતી : આલોક, હું મારા પિતા વિશે કશું નથી જાણતી. મૉમ દુઃખી થાય એટલે હું નથી પૂછતી. કોઈ હશે જ ને? પણ કોણ? તને જાણ છે, મારા નામ પાછળ મૉમનું નામ છે?

આલોક મૌન હતો: આવી વાત? સાવ અંગત વાત હતી. માતા માટે તો અંગત હતી, પણ પુત્રી માટે મહત્ત્વની હતી. કેટલી મૂંઝવણ થતી હશે? કદાચ એટલે આટલી ગંભીર ને એકલસૂરી હશે, બિચારી.

‘તારી વાત યોગ્ય હતી.’ તે બોલ્યો હતોને પછી સાંત્વના આપી હતી: મૉમ તને એ જણાવશે જ. મને વિશ્વાસ છે.

મારિયા આલોક તરફ ઢળી હતી ને તેણે સહજ રીતે તેની પીઠ થપથપાવી હતી.

ને પછી થોડી હળવી વાતો કહીને ઘરે જવા નીકળી ગયો હતો.

મારિયા તેને સ્ટ્રીટના વળાંક સુધી મૂકવા આવી હતી.

આલોકને થયું: આવું UKમાં બન્યું હતું, બિલકુલ. તેના દેશમાં બની શકે એવી ઘટના. મુનષ્યો અને પીડાઓ સરખાં હતાં, કોઈ પણ દેશમાં.

(3)

તેણે સલોનીને શાંત ચિત્તે સાંભળી લીધી હતી: આલોક! તારું નામ તો અર્થસભર છે, પણ તું છીછરો છે. કેમ ના આવ્યો મને મળવા? તારી રાહ જોતી કેટલું બેઠી? સમયપાલનનું તને ભાન જ નથી. આવ્યો હોત તો મને જોઈ શક્યો હોત, મળી શક્યો હોત, મારો પ્રભાવ જાણી શક્યો હોત.

‘‘જો સાંભળ, ગાર્મેન્ટ્સ માટે અહીં સારું બજાર છે. મેં અંકલ સાથે અમદાવાદી વાતો કરી છે. મને રસ છે. પાઉન્ડ્સ કમાઈ શકાય એમ છે, મળ મને. આન્ટી સાથે પ્રોગ્રામ ગોઠવ્યો છે. ટેમ્સમાં ક્રૂઝ પર જવાનું છે. સેટર ઇવનિંગ, નાઇટને સવારે બૅક આવી જઈશું.’’

પ્રભાફોઈએ ફરી સલોનીનાં વખાણ કર્યાં હતાં: ભારે હોશિયાર. ગોરાઓ સાથે આર્ગ્યુમેન્ટ કરે.

ફોઈની તબિયત બગડી હતી.

ફુઆએ કહ્યું હતું: શું તું હૉસ્ટેલમાં રહેવાનો છે? આર યૂ સિરિયસ એબાઉટ યૉર કોર્સ? ડૅડના પૈસા તો વેડફી રહ્યો નથી ને? સલોનીને પૈસા દેખાય છે ત્યાં, તને કશું નથી દેખાતું?

એ સેટર સનમાં તે હૉસ્ટેલમાં ચાલ્યો ગયો હતો. પ્રભા ફોઈએ કહ્યું હતું: જેવી તારી ઇચ્છા. તે રોજ રાતે મા સાથે

વાતો કરતો હતો અને સેટરડે નાઇટે કુલકર્ણી સર સાથે. તેને સેટરડે સનડે - બે દિવસ માટે જૉબ મળી ગઈ હતી. તે ગુજરાતી પુસ્તકોનો અંગ્રેજીમાં અનુવાદ કરતો હતો. કામ કૅમ્પસમાં કરવાનું હતું. બહાર ક્યાંય જવાનું નહોતું.

મારિયા ખુશ થઈ હતી.

માંડ પાંચેક મિનિટ માટે મળી શકાતું હતું.

બસ, મળાતું હતું. ખબર અંતર, મૉમ!

આલોક વતનના કોઈ સમાચાર હોય તો જણાવે, પણ આવ્યો, અમદાવાદથી, ફોન!

એક દિવસ મારિયાએ હરખભેર કહ્યું હતું: આલોક, મૉમે મને એ વાત કહી.

તે ખુશ હતી.

આલોકે કહ્યું હતું: નાઉ, નો પ્રૉબ્લેમ બૅબી.

આ નવું સંબોધન હતું. મારિયાને ગમ્યું હતું - વીકએન્ડમાં ફોઈને ઘરે આવ્યો.

સમાચાર મળ્યા હતા: ભઈલા, ધંધાનું ગોઠવાતું હતું. સલોની મહેનત કરી રહી હતી. ભઈલા, તેને તો તારામાંય રસ છે. મંદા એવો છોકરો શોધે છે જે તેની સાથે રહે. સરસ હાઉસ છે તેનું. ને આ એકની એક છે. છે તને રસ?

ફુઆએ પૂછ્યું હતું: તે બોરિશનું ભાષણ સાંભળ્યું? આખું બ્રિટન વડા પ્રધાનની સ્પીચ સાંભળે, કૉમેન્ટ્સ પણ કરે. બધું મર્યાદામાં થાય. છેલ્લે શું કહ્યું, ખબર છે? પેલી મહામારી આ દેશમાં નહીં જ આવે. નેવર!

છે ને ચીનમાં અને ઇટાલીના દરિયાકાંઠે?

ખુમારીથી બોલતા હતા બોરિશ. બાહોશ માણસ છે. સિમ્પથી છે ઇન્ડિયન માટે.

ફાવે છે હૉસ્ટેલમાં? હજી સુધી વેજ લે છે ને? જૉબવર્ક પણ? વેલ, ભાઈને બોજો ઓછો.

(૪)

મારિયાએ કહ્યું: ચાલ અંદર,મા વિનાના ઘરમાં.

ખૂબ લાગણી હતી મૉમની, મૉમ વિના કશું કલ્પી શકતી જ નહોતી. જન્મથી આજ સુધી મૉમ જ હતી તેના પડખામાં.

કાયમ શાન્ત, સ્વસ્થ ને સહજ; લટાર મારે, સવારના તડકામાં બેસે, વાંચે અને પુત્રીને પ્રેમાળ નજરે જોયા કરે. મારિયાને ખુશ ભાળે ને તે ખુશખુશાલ થઈ જાય.

આ છોકરો આવ્યો ને પુત્રીમાં પરિવર્તન આવ્યું હતું. સાત-આઠ માસથી તે જોઈ રહી હતી આ પરિવર્તનને. ગમ્યો તે છોકરો, જેણે આ સાધુડીમાં ચેતનનો સંચાર કર્યો હતો.

ને તેણે, તેના અતીતની વાત, ખરેખર તો મારિયાની જન્મકથા, તેના જનકની કથા તેને કહી હતી.

તે કેટલી વલોવાતી હતી, અંદર ને

અંદર? પુત્રીની મૂંઝવણ નજરબહાર નહોતી. એ પ્રશ્ન ક્યારેક સપાટી પર આવવાનો હતો. ખ્યાલ હતો કે મારિયા બેચેન હતી.

આ સમજ તો આવવાની હતી. ક્ષોભ થતો હતો કે આવી વાત - પોતાના સ્ખલનની વાત પુત્રીને કઈ રીતે કહેવી.

તેરની, ચૌદની, પંદરની મારિયા તેણે જોઈ હતી, તેને સમજાવી શકાતી હતી, પરંતુ એ પછીની મારિયાને? બધું જાણતી હોય ને?

થયું હતું કે એણે એ વાત કહેવી જોઈએ. મારિયાનો એ અધિકાર હતો. અરે, આ તો હજી વળગેલી હતી. માંડ આલોક મળ્યો. ઈસુની દયા જ સમજું છું.

એક રાતે પુત્રીને કહી દીધું: કોલકત્તામાં મહામારી હતી, આ કોરોના જેવી જ! એક ડેપ્યુટેશન ગયું હતું કોલકત્તા; બે ડૉક્ટર્સ ને ત્રણ નર્સીસ. એક જાણકાર અંગ્રેજ. તે હતી એમાં.

પ્રાચીન નગર, મોટી નદી, સાંકડા રસ્તાઓ અને અંગ્રેજોની મોટી વસાહત. આખી સ્ટ્રીટમાં અંગ્રેજોની વસ્તી. પડખે બજાર!

એ રાતે મારિયાએ આલોકને તેની મૉમની એ વાત કહી હતી.

પ્રારંભ એ વાતથી: આલોક, મારે તને કશું કહેવું છે. કેટલાય સમયથી વિચારું છું, પણ કહી શકતી નહોતી. નાઉ પ્લીઝ, લિસન...

''આલોક, આ વાત કહેતાં મૉમને કેટલો ક્ષોભ થયો હશે? પણ તેણે કહી. મજબૂત સ્ત્રી.''

પછી ડેલહાઉસી સ્ટ્રીટ, મહામારી, કોલકત્તા નગર બધું જ આવ્યું હતું.

તે પણ ગૂંચવાતી હતી. માતાના સ્ખલનની વાત કહેવી સરળ નહોતી.

મૉમ એ ટુકડીમાં હતી. બે ડૉક્ટર્સ, ત્રણ નર્સ ને એક વ્યવસ્થાપક, ભોમિયો.

આલોક, લોકો ટપ ટપ મરી રહ્યા હતા. તે લોકો ડેડબૉડીઝને નદીનાં જળમાં વહેતી કરતા હતા. હેવોક! દેશવાસીઓની સેવા કરવાની હતી, પણ મૉમે તો બીજાઓની પણ કરી.

દિવસે થાક ને રાતે ઉતારામાં. મૉમને કવિતા ગમે. રાજશેખર... યેસ... એ જ! મૉમને બેંગાલી કવિતાઓ સંભળાવે, અનુવાદ કરીને સમજાવે. મૉમ ખુશ. ઘેલી હતી. ને ખેંચાણ થયું.

આલોક, એ રાજશેખર મારા પિતા.

મારિયાના અવાજમાં આનંદ હતો. તે કશું પામી હતી. કેવી મથામણ અનુભવતી હતી? સમજ આવી ત્યારથી બેચેન હશે.

આલોકે કહ્યું, ''તું ખુશ છે ને મારિયા?''

''હા, મને નામ મળી ગયું મારા જન્મદાતાનું. તે ઇન્ડિયન હતા. આલોક તારા દેશના!" મારિયા સંતૃપ્ત હતી. જાણે તેને હવે કશું કરવાનું નહોતું.

''મારિયા, તારાં મૉમ એક બહાદુર સ્ત્રી ગણાય.'' તે બોલ્યો હતો.

મારિયા મનનો ઉછાળ અનુભવતી હતી. થતું હતું કે આલોકને વળગી પડે, તેના બાહુમાં સમાઈ જાય ને ત્યાં મૉમનો ફોન આવ્યો હતો: મારિયા, મને એ રોગ વળગ્યો છે. થોડા સમયમાં ઠીક થઈને તારી પાસે આવી જઈશ.

કાલે આવી જા, તારા મિત્ર સાથે.

તે લોકો ટેસ્ટ કરી લે. ઈસુ સહુનું ભલું કરે.

''આલોક, મૉમ પણ રોગગ્રસ્ત!'' તે ચિંતાતુર હતી. તેણે માસ્ક ઠીક કર્યો. આલોકે પણ એમ જ કર્યું.

''મૉમ કેવાં બહાદુર છે? તારે પણ એમ...'' એ બોલ્યો.

મારિયા વિહ્વળ હતી. મૉમને કશું નહીં થાય ને? રોજ કેટલાં મૃત્યુ થતાં હતાં? 'લંડન ટાઇમ્સ'માં પ્રગટ થતું હતું. આ રોગનો કોઈ ઇલાજ નહોતો.

ને આલોકના ફોનની ઘંટડી વાગી: ક્યાં છે તું આલોક? હૉસ્ટેલમાં? સમાચાર સાંભળ્યા ટીવીના? તારે દેશ છોડવાનો છે. ઑલ વિઝા હોલ્ડર્સે. બે દિવસમાં. રોગ ફેલાતો જાય છે. સામાન લઈને આવી જા. આદિત્ય તારી ઍર-ટિકેટની વ્યવસ્થા કરે છે. સવારે આવી જા, ભઈલા. કેવા દિવસો આવ્યા? આ કેટલું ચાલશે? ગૉડ નોઝ.

ડઘાઈ ગઈ મારિયા: તું જશે આલોક? પછી મારું કોણ?

આલોકે સાંત્વના આપી : તું બહાદુર

મૉમની દીકરી હતી. સરકાર જ પાછા મોકલી રહી હતી. હું તો અહીં મહેમાન ગણાઉં. મહામારી ન આવી હોત તો તારી પાસે જ હોત. કેટલું ગમત? યાયાવર પંખી છું. ક્યારેક તો જવાનું જ હોય.

મૉમ કોલકત્તા આવ્યાં હતાં ને?

આલોકના મનમાંથી જેનની કથા ખસતી જ નહોતી. મારિયા રવઘોળ હતી.

આલોક પલંગમાં પડ્યો હતો, જાગતો અને મારિયા જાગતી બેઠી હતી, તેના કમરામાં. વહેલી સવારે બેય વ્યાકુળ હતાં. હાથ હલાવી વિદાય લીધી.

સાંજે આલોકે ઍરપૉર્ટ પરથી, ફોઈ-ફુઆ ને સલોનીની વિદાય લીધી, ના ગમતી વિદાય હતી. સહુના ચહેરાઓ પર ભય હતો, માસ્ક્સ હતા.

તે ક્વૉરેન્ટિનમાં હતો.

મારિયાને ફોન કર્યો, ફરી કર્યો, પણ ક્યાં ઉત્તર મળતો હતો? ચિંતા થતી હતી. શું હશે? તે પણ રોગગ્રસ્ત થઈ હશે? કેટલો દૂર હતો?

ને એક દિવસે તેનો જ ફોન આવ્યો: આલોક! તું ઠીક તો છે ને?

ને પછી ધીમા સ્વરમાં બોલી : મારે તને એક વાત કહેવી છે.

એ રાતે તે યાયાવર પંખીની વાત કહી હતી ને? હું કેટલી રડી હતી, મૉમના કમરામાં. તું યાયાવર પંખીની જેમ જ ચાલી જવાનો હતો ને પછી હું એકલી, તારા વિનાની થઈ જવાની હતી.

મૉમ અને રાજશેખર આમ જ જુદાં પડ્યાં હશે ને મને એ તર્કે ઘેરી લીધી હતી. મારે મૉમથી ક્યાં અલગ પડવું હતું?

તને હું કેમ અળગો કરી શકું? ને તું જઈ રહ્યો હતો, યાયાવર પંખીની જેમ.

તર્ક આવ્યો કે હું કેમ મૉમની માફક ના કરી શકું, તને કેમ મારામાં અંકુરિત ના કરી શકું? મેં વિચારી લીધું, મારો ફળદ્રુપ સમય ચાલી રહ્યો હતો. તન-મન તૈયાર કરીને હું બારણા સુધી આવી હતી, આલોક.

મને ન સમજાય એવો તલસાટ જાગ્યો હતો. ને અચાનક ધક્કો વાગ્યો.

મા કોરાનાગ્રસ્ત હતી ને મને પણ કદાચ... શું મારે તને રોગગ્રસ્ત કરવો? નો નો નો! પાછી ફરી, આંસુ લૂછી નાખ્યાં: ના, એમ તો ના કરી શકું. તને પ્રેમ કરતી હતી...

આલોક બોલી ઊઠ્યો: ઓહ! મારિયા!

સામે છેડેથી ડૂસકાં સંભળાયાં ને પછી નિઃશબ્દતા.

તે બોલ્યો : મારિયા... આર યૂ ઑલ રાઇટ? ને શબ્દો ફૂટ્યા: હું મૉમ જેવી નસીબદાર નહોતી.

ને ફરી મૌન. તેની આંખો ભીની હતી.

યાયાવર પંખીની આંખો ભીની થતી હશે? આલોક વિચારતો હતો.

❑❑❑




# એક સાઇકિએટ્રિસ્ટની ડાયરી-૧૪

☐ ડૉ. આનંદ નાડકર્ણી ☐ અનુ.: અમી ભાયાણી, ડૉ. શેફાલી થાણાવાલા

## સર્જનાત્મકતાની કેડીઓ

**એ**ક બ્રિટિશ ચિત્રકાર સ્કિઝોફ્રેનિયા નામની માનસિક બીમારીનો શિકાર હતો. તેનું નામ હતું લુઈસ બેન (૧૮૬૦-૧૯૩૯). જેમ જેમ તેની બીમારીની તીવ્રતા વધતી ગઈ તેમ તેમ તેની કલાની અભિવ્યક્તિ પણ બદલાતી ગઈ એવું એક નિરીક્ષણ છે. આ મનોવિકારશાસ્ત્ર અને વિવિધ કલાઓ વચ્ચેનો ગૂઢ, બહુપરિમાણીય એવો એક દેખીતો પુરાવો જ છે એવું કહેવાય છે.

મનોવિકારશાસ્ત્ર અને વિવિધ કલાઓ વચ્ચેના આ સુસંવાદિત સંબંધની પુષ્ટિ ખુદ સિગમંડ ફ્રૉઇડે પોતે આપેલી છે. ફ્રૉઇડ પોતે હૃદયપૂર્વક આવી દાદ આપે એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ જ નથી. કારણ, ફ્રૉઇડની આ સમગ્ર

સંશોધનયાત્રામાં આ કલાઓ અને કલાકારો અનેક વાર તેની મદદે દોડી આવ્યાં હતાં. શેક્સપિયરના ઑથેલોનું જ ઉદાહરણ લઈએ. આ નાટકના એક તબક્કે, ડેસ્ડિમોનાના ખોવાયેલા રૂમાલનું કારણ આગળ કરીને ઑથેલો ખૂબ ગુસ્સે થાય છે એવું દર્શાવવામાં આવ્યું છે. હવે ખોવાયેલો રૂમાલ કંઈ આટલા ભયંકર ગુસ્સાનું કારણ હોઈ શકે કે? જરા પણ નહીં. પણ ઑથેલોનો ગુસ્સો કંઈ રૂમાલને કારણે તો નહોતો જ. તેનો ગુસ્સો તો ઉદ્‌ભવ્યો હતો તેની શંકાશીલતામાંથી! નાટકના એ તબક્કે, ડેસ્ડિમોનાના ચરિત્ર પરની તેની શંકા મોઢામોઢ કહી દેવાની એ પાત્રની માનસિક તૈયારી નહોતી. એટલે ઑથેલો 'પાડાના વાંકે પખાલીને ડામ' દે છે. જ્યારે શેક્સપિયરે આ પ્રસંગ લખ્યો ત્યારે તેને સ્વપ્નેય ખ્યાલ નહીં હોય કે ભવિષ્યમાં ક્યારેક ફ્રૉઇડ નામનો મનોચિકિત્સક આનો ઉપયોગ પોતાના કોઈ સંશોધન માટે કરશે. ફ્રૉઇડ જ્યારે માનસિક સ્તર પરની સંરક્ષક ક્રિયા એટલે કે વિવિધ પ્રકારના ડિફેન્સ મિકેનિઝમના સંદર્ભમાં કામ કરી રહ્યો હતો ત્યારે અચાનક જ 'ડિસ્પ્લેસમેન્ટ'ની સંરક્ષક ક્રિયાના ઉદાહરણ રૂપે તેની નજર સમક્ષ ઑથેલો નાટકનો આ પ્રસંગ આવી ગયો (ડિસ્પ્લેસમેન્ટ = 'પાડાના વાંકે પખાલીને ડામ' આ એક ડિફેન્સ મિકેનિઝમ; 'દ્રાક્ષ ખાટી છે' = રેશનાલાયઝેશન એ પણ એક ડિફેન્સ મિકેનિઝમ. અસ્તુ).

મનોવિકારશાસ્ત્રના વિકાસના એ તબક્કે, ફ્રૉઇડ માટે વિવિધ કલાકૃતિઓનો અભ્યાસ કરીને એમાંથી તેના સંશોધનને પુષ્ટિ મળે એવા પુરાવાઓ મેળવવાનું જરૂરી હતું. એક તો વાસ્તવમાં દર્દીઓની સંખ્યા ઓછી હતી. એને કારણે વાસ્તવિક ઉદાહરણો મળવાનું મુશ્કેલ હતું. દર્દીઓની ગુપ્તતા જાળવવી એ પણ એક પડકાર હતો, કારણ કે મોટા ભાગના દર્દીઓ ઉચ્ચ અથવા તો ઉચ્ચ-મધ્યમ વર્ગના હતા. વળી, પોતાનું નામ ગુપ્ત રહે એવી તેમની ઇચ્છા સ્વાભાવિક હતી. એટલે તત્કાલીન સમાજનાં નૈતિક મૂલ્યોને અકબંધ રાખી માનસશાસ્ત્રને આગળ વધારવાનો એક જ માર્ગ હતો અને એ માર્ગ એટલે પુરાવાઓ માટે સાહિત્ય તથા બીજી કલાઓના શરણે જવું. આ દરમિયાન ફ્રૉઇડને સાહિત્ય અને મનોવિકારશાસ્ત્ર વચ્ચેની વધુ એક કડી સાંપડી હતી. તેના ધ્યાનમાં આવ્યું કે હિસ્ટેરિકલ દર્દીઓની કેસ હિસ્ટરીઝ એકાદી નવલકથા જેવી હોય છે. અનેક માનસિક વિકારો માટે આવું કહી શકાય. અમારા વૉર્ડની એક સિસ્ટરે મને એક વાર કહ્યું હતું, "રાત્રે કંટાળો આવે અને બીજુ કંઈ જ કામ ન હોય ત્યારે અમે તમારા પેશન્ટ્સની હિસ્ટરી વાંચીએ. સરસ હોય છે, નવલકથા જેવી..." ત્યારે અચાનક મને ફ્રૉઇડે એ વિશે કરેલો ઉલ્લેખ યાદ આવ્યો હતો.

એકદમ જૂની અને જાણીતી, ઘસાઈને લીસી થઈ ગયેલી કહેવત મુજબ 'જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ' (મનોવ્યાપાર પાછળના શાસ્ત્રીય નિયમો, એની કસોટીઓ અને થિયરીઝ વિશે કલાકારને કંઈ જ ખબર નથી હોતી). એમ છતાંય કલાકારમાં મનોવ્યાપારનું અચૂક નિશાન લેવાની એક આંતરિક શક્તિ છુપાયેલી હોય છે. એવું કહેવાય છે કે ફ્રૉઇડના પોતાનામાં સર્જનાત્મક કલાકારના અનેક ગુણો હતા. મજાની વાત એ કે ફ્રૉઇડને પોતાને તેની આખી જિંદગીમાં ફક્ત એક જ પારિતોષિક મળ્યું હતું. ગેટે પ્રાઇઝ! અને આ પારિતોષિક પણ તેના કોઈ વૈજ્ઞાનિક યોગદાન માટે નહીં, પરંતુ તેના સુંદર ગદ્ય-લેખન માટે મળ્યું હતું.

ફ્રૉઇડ વિશે કહેતી વખતે હમણાં મેં 'સર્જનાત્મક કલાકાર' એવો શબ્દપ્રયોગ કર્યો. એ દ્વિરુક્તિ હતી, કારણ કે કલાકાર સર્જનશીલ હોય જ. સર્જનાત્મકતાની સાથે જ સર્જન કરવાનું આકર્ષણ જન્મે છે. અનુરૂપ માધ્યમ શોધીને કલાકાર સર્જન કરે છે, એટલે ચોક્કસ શું કરે છે? તે પોતાની આસપાસના વાતાવરણને એક નવું સ્વરૂપ, એક નવો આકાર આપતો હોય છે. વિવિધ માનસિક વિકારના એક ભાગરૂપે વ્યક્તિ જ્યારે વાસ્તવિકતાથી દૂર થઈ જાય છે અથવા તો યોગ્ય સારવારને કારણે ફરી વાસ્તવિકતામાં પાછી ફરે છે ત્યારે આ ઘટનાઓ વ્યક્તિની કલાકૃતિમાં પ્રતિબિંબિત થાય એ સ્વાભાવિક છે. ઘણી વખત જોવામાં આવ્યું છે કે સ્કિઝોફ્રેનિયા જેવી બીમારીઓ વ્યક્ત સ્વરૂપે દેખા દે એની પહેલાં પેઇન્ટિંગ્ઝમાંથી અવ્યક્તપણે દેખાઈ આવે છે. પેઇન્ટિંગની સર્જનાત્મક રચના વિશે વાત કરીએ તો એના લસરકાની શૈલી, એનું સર્જન અને છેવટે એ ચિત્રમાંથી અભિવ્યક્ત થતા એના અર્થમાંથી મનોવિકાર વિશેની ઘણીબધી માહિતી મળી શકે છે. રુગ્ણાલયોમાં ઑક્યુપેશનલ થેરપી નામના વિભાગનો આમાં મહત્ત્વનો ફાળો છે. દા. ત. એકાદો ચિંતાગ્રસ્ત તથા અસુરક્ષિત દર્દી ચિત્ર બનાવવા માટે કાગળનો એકદમ નાનો ટુકડો લે છે. કારણ, એને લીધે તેને એકદમ સુરક્ષિત અને પરિસ્થિતિ પર પોતાનો કાબૂ છે એવું લાગે છે. સારવાર પછી જેમ જેમ તેની ચિંતા ઓછી થતી જાય છે, તેમ તેમ તેનાં ચિત્રો વધુ મોટાં તેમ જ વધુ સ્પષ્ટ અને વ્યાપક થતાં જાય છે. એકાદો દર્દી જ્યારે એકદમ મોજમાં આવી જાય છે ત્યારે તેનાં જોમ અને જોશ એટલાં વિલક્ષણ હોય છે કે એ કાગળ, તેની આજુબાજુની જગ્યા અને હદ એટલે, પોતાના શરીર પર રંગ લગાડવામાં પણ આગળ-પાછળનો વિચાર કરતો નથી. પરિપૂર્ણતાની ઘેલછા હોય એવો ઑબ્સેસિવ કંપલ્સિવ ન્યુરૉસિસ એ રોગનો એક અલગ જ

પ્રકાર છે. આ રોગનો શિકાર એવો એક દર્દી એક દિવસ તેની માંદગીને અનુરૂપ ખૂબ જ ધ્યાનપૂર્વક એક ચિત્ર બનાવી રહ્યો હતો. સ્વચ્છતા, ગંદકી, કચરો આ બધા વિશેની તેની ધારણાઓ એકદમ અવાસ્તવિક પરિપૂર્ણતા તરફ ઝૂકેલી રહેતી. એટલે હાથ પર કંઈ ગંદકી ન હોય તો પણ તેને પોતાના હાથ ગંદા હોય એવું લાગતું. પાંચ-છ વખત હાથ સ્વચ્છ ધોયા પછી, પણ તેના મનનું સમાધાન થતું નહીં. તે દર્દીના હાથ પર અમે જાણી જોઈને રંગ લગાડ્યો ત્યારે તે ખૂબ જ અસ્વસ્થ અને બેચેન થઈ ગયો હતો. તેને અમે જાણી કરીને તેના હાથ પર જ ચિત્ર બનાવવાનું કહેતા. ધીમે ધીમે ગંદકી વિશેની તેની અવાસ્તવિક કલ્પનાઓ દૂર થતી ગઈ. અલબત્ત, આ બધા સાથે તેની દવાઓ અને માનસિક સારવાર તો ચાલુ જ હતી.

આ થયાં મનોરોગીઓની કલામાંથી મનોવિકારશાસ્ત્રને મળતી મદદનાં ઉદાહરણો. આ જ રીતે, મનોવિકારશાસ્ત્રનો પણ કલાના વિકાસમાં થોડો ફાળો છે. વીસમી શતાબ્દીના પ્રારંભમાં દુનિયાને ધ્રુજાવી દેનાર બે વ્યક્તિઓ થઈ ગઈ. તે બન્નેએ મૂળભૂત સિદ્ધાંતોમાં હસ્તક્ષેપ કર્યો હતો. એટલું જ નહીં, કેટલાક નવા સિદ્ધાંતોની રચના પણ કરી હતી. તેમાંનો એક એટલે માર્ક્સ અને બીજો દેખીતી રીતે જ ફ્રૉઇડ હતો. ત્યાર બાદ કલાની દુનિયા નક્કી જ પહેલાં જેવી ન રહી. એ દુનિયા વધુ પ્રગલ્ભ થઈ કે વધુ બાલિશ, એ દરેકની વ્યક્તિગત વિચારશૈલી પર આધાર રાખે છે. ફ્રૉઇડના સંશોધનનું કલાકારો પર જેમ દેખીતું પરિણામ થયું એ જ રીતે તેમના અર્ધજાગ્રત (subconscious) મન પર પણ થયું હોવું જોઈએ. આગળ જતાં, ફ્રૉઇડ પોતે 'મૉડર્ન' કલાકારોનાં ચિત્રો જોઈને ચકિત તેમ જ વ્યથિત થઈ ગયો હતો અને છેવટે તો તેને 'મારી તપશ્ચર્યાનું આ ફળ?' એવું કહેવાનો વારો આવ્યો હતો. બધા જ મૉડર્ન આર્ટિસ્ટ્સ તેને જ પોતાના 'પપ્પા' માનતા હતા.

માનસશાસ્ત્ર પર આધારિત સમીક્ષાઓના ઇતિહાસમાં આવા ઘણા ઉતાર-ચઢાવ આવ્યા. ૧૯૪૦થી લઈને તે ૧૯૫૦ સુધીનો ગાળો બધી જ કલાઓનો 'સાઇકો ઍનાલિટિકલ' દૃષ્ટિકોણથી સમીક્ષા કરવાનો વૈભવકાળ હતો. ૧૯૬૦-૭૦નાં વર્ષો દરમિયાન કલા તરફ જોવાની આ દૃષ્ટિની શાસ્ત્રજ્ઞોએ એકદમ કડક ચકાસણી કરી. મજાની વાત એ કે સાઇકો ઍનાલિસિસનું મહત્ત્વ ઓછું થયું એ જ સમયગાળામાં કલા અને કલાકાર પર આધુનિક સંશોધનનો પ્રારંભ થઈ ચૂક્યો હતો.

કલાકારના સંપૂર્ણ જીવનની છણાવટ કરીને એમાંથી કલા અને કલાકારની મનોવ્યથા વચ્ચેનો સંબંધ શોધવાના પ્રયોગને 'પૅથૉબાયોગ્રાફી' કહે છે.

દોસ્તોયવસ્કીના સંદર્ભમાં ફ્રૉઇડે આવો પ્રયોગ કર્યો હતો, પણ આ પ્રકારના પ્રયોગોમાં ઘણાં ભયસ્થાનો રહેલાં છે. ચિત્રકાર ચરિત્રનાયકોને 'હીરો'ના ઉચ્ચ સ્થાને બેસાડી દે છે. એને કારણે કલાકારના જીવનનું અચૂક વિશ્લેષણ કરવાનું મુશ્કેલ થઈ પડે છે. એટલે આવાં અનુમાનો મોટા ભાગે ખોટાં સાબિત થાય છે. વળી, કલાકાર કહ્યો એટલે તેણે ખૂબ સહન કરવું પડે, ખૂબ કષ્ટો ભોગવવાં પડે એવી આપણી મનગમતી માન્યતા હોય છે. એને કારણે પણ ખોટાં તારણો નીકળે છે. ખરેખર તો, કલાકારોમાં બીજાની અનુભૂતિઓને અનુભવવાની ક્ષમતા (એમ્પેથિક પાવર) હોય છે. એટલે જ તે પોતે કોઈ યાતના ભોગવ્યા વગર પણ એ યાતનાને ઉત્કૃષ્ટ રીતે ચિત્રિત કરી શકે છે.

તમે કલાની તથા કલાકારની કરી કરીને કેટલી માનસશાસ્ત્રીય છણાવટ કરી શકો? છણાવટની પેલે પાર દસ આંગળ જેટલી કલા શેષ રહી જ જાય છે, કલાનો આસ્વાદ પણ શેષ રહી જાય છે. આ બધું શાસ્ત્રીય બંધારણમાં સમાવવાનો અટ્ટહાસ શા સારુ? એમ કરવા જતાં ક્યારેક એવું પણ બને કે સાહિત્યમાંનાં પાત્રો એ વાસ્તવિક વ્યક્તિરેખાઓ નથી, એમાંય દર્દીઓ તો નથી જ એ સત્ય સમૂળગું વીસરાઈ જાય છે. નવલકથાઓ, નાટકોનું માનસશાસ્ત્રીય વિશ્લેષણ કરતી વખતે એ વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે નવલકથા થોડાંક પાનાંની અને નાટક થોડા કલાકનું જ હોય છે. મનોવિકારશાસ્ત્રીય ચિકિત્સા માટે જરૂરી હોય એવી બાળપણની બધી જ વિગતો પણ એમાં હોય એ જરૂરી નથી. નસીબજોગે, ફ્રૉઇડે કલાકૃતિઓનો અભ્યાસ કરતી વખતે આ બધાં જ ભયસ્થાનોને આવરી લીધાં છે એવું પ્રતીત થાય છે.

'ઇડિપસ કૉમ્પ્લેક્સ' નામક ફ્રૉઇડના પ્રસિદ્ધ સંશોધન માટે ફ્રૉઇડે સોફોક્લિસનું 'ઇડિપસ રેક્સ' નાટક પસંદ કર્યું હતું. ફ્રૉઇડને આ પુરાણકથામાં સમગ્ર માનવજાતના સંદર્ભને લગતું એક સૂત્ર મળ્યું. ફ્રૉઇડનું કહેવું એમ હતું કે બાળપણમાં થયેલી માતૃવાસના અને પિતૃવધ જેવી જુગુપ્સાપ્રેરક લાગણીઓ (જે ત્યાર બાદ સુષુપ્તાવસ્થામાં ધકેલાઈ જાય છે) તથા એમાં સ્થળ-કાળ-પરિસ્થિતિને કારણે સતત થતા ફેરફારો, એ બધા પર સમાજના સંક્રમણનો આધાર છે. ભયને કારણે સુષુપ્તાવસ્થામાં ધકેલી દીધેલી પોતાની વાસનાઓ હકીકતમાં પરિણમે છે, એ છે ઇડિપસની મનોયાતનાનું ખરું કારણ. અલબત્ત, સોફોક્લિસે આ નાટકમાં નિયતિ, દેવવાદ, ઈશ્વર જેવા પ્રકારોનો પ્રયોગ કર્યો. ફ્રૉઇડના કહેવા અનુસાર હૅમ્લેટ તેના પિતાના ખૂનનો બદલો લેવામાં વિલંબ કરે છે એનું કારણ 'ઇડિપસ ફિક્સેશન'માં જ છુપાયેલું

છે. જે કૃત્ય કરવાનું સ્વપ્ન હૅમ્લેટે બાળપણમાં જ જોયું હતું અને એને કારણે થતા વિષાદને લીધે એ સ્વપ્ન સુષુપ્ત મનમાં ધકેલાઈ ગયું હતું, એ જ સ્વપ્નને હકીકતમાં ઉતારી તેના કાકાએ છેવટનો અંજામ આપ્યો. સ્વાભાવિક રીતે જ હૅમ્લેટ તેના કાકામાં પોતાની જાતને જોવા લાગ્યો. ફ્રૉઇડના મતે, શેક્સપિયર જેવા સારા સારા નાટ્યકારો પાસે એક વિશિષ્ટ ખૂબી હતી. તેમનાં પાત્રોની વ્યથાઓ અને તેમનાં જાગ્રત-અર્ધઅજાગ્રત મન વચ્ચેના સંઘર્ષને તેઓ એટલી ખૂબીથી રજૂ કરતા કે 'આ જુઓ તેમનો સંઘર્ષ' એવું ક્યારેય ખુલ્લેઆમ દર્શાવવામાં આવતું નહીં અને છતાંય દર્શકોને એ સંઘર્ષનો અનુભવ થયા વિના રહેતો નહીં.

હૅમ્લેટ વિશે લખતી વખતે ફ્રૉઇડ આટલેથી જ અટક્યો નહીં. તેના કહેવા મુજબ શેક્સપિયર જ્યારે ‘હૅમ્લેટ’ નાટક લખી રહ્યો હતો એના થોડા જ વખત પહેલાં તેના પિતાનું નિધન થયું હતું અને એના થોડા દિવસ પહેલાં તેનો પુત્ર પણ મૃત્યુ પામ્યો હતો. આ આખીય 'થિયરી' આપને થોડી અતિશયોક્તિભરી લાગશે, પણ ફ્રૉઇડ પછી માનસશાસ્ત્રના વિષયમાં ઘણાં બધાં પરિવર્તનો આવ્યાં છે.

ઍડલર, યુંગ જેવા મનોચિકિત્સકોએ વિવિધ કલાઓ વિશે પોતાના વિચારો લખી રાખ્યા છે. ઍડલરે દોસ્તોયવસ્કી પર તેના પોતાના દૃષ્ટિકોણથી 'પૅથૉબાયોગ્રાફી' લખી, જ્યારે યુંગે કવિતાના ક્ષેત્રમાં મહત્ત્વનું યોગદાન આપ્યું. ત્યાર પછી એવી એક માન્યતા ધરાવતો પ્રવાહ અસ્તિત્વમાં આવ્યો કે કલાકારનું બાળપણ જો યાતનામય ન હોય તો કલાકારની સર્જનાત્મકતા ખીલી શકતી નથી. ચાર્લ્સ ડિકન્સની બાળપણની ગરીબી, રુડ્યાર્ડ કિપલિંગનું અનાથ હોવું, સૅમ્યુઅલ બટલરના કઠોર પિતા - એવાં અનેક ઉદાહરણો ટાંકવામાં આવતાં. બીજા એક પ્રવાહની માન્યતા મુજબ સર્જનાત્મકતાને કારણે જ કલાકાર માનસિક વિકારોથી મુક્ત રહી શકે છે. આ મત અનુસાર, વ્યક્તિગત યાતનાઓ પર વિજય મેળવીને કવિ કીટ્સે તેની કલા તથા જિંદગી વચ્ચે જે સુરીલો સુસંવાદ સાધ્યો એનું બધું જ શ્રેય તેની સર્જનશીલતાને આપવું ઘટે.

અનેક મનોચિકિત્સકોએ વિવિધ દૃષ્ટિકોણથી વિવિધ પ્રકારની કલાઓ પર અભ્યાસ કર્યો હોવાનું જણાય છે. જે સાહિત્યમાંથી બધા જ માનસિક સ્તર પરની સંતુલિત પ્રતિક્રિયા ઉદ્ભવે એ ઉત્તમ સાહિત્ય, એવી એક માન્યતા છે. દા. ત. કાફ્કાનું નાટક 'ધી ટ્રાયલ'નું સબળ પાસું તેના નાયકે કરેલા અપરાધના ધૂંધળાપણામાં રહેલું છે. એને કારણે વાચક પોતાના મનમાં રહેલા અપરાધભાવનું આરોપણ નાયકમાં કરીને નાયક તથા નવલકથા સાથે વધુ તાદામ્ય સાધી શકે છે.

**[ક્રમશઃ]**

# કવિ કાન્તની ખુરશી

## (મારાં ભાવનગરનાં સંસ્મરણો)



☐ પ્રવીણસિંહ ચાવડા

## ૪૧. મારી સાથે લડો!

**વિ**સામો કર્યો.

પાછળ એક દૃષ્ટિ નાખી લીધી.

હવે આપણી કથાને આગળ ચલાવીએ.

અગાઉ મેં, પ્રસન્નવદન મહેતા, મણિભાઈ ગાંધી અને દલસુખભાઈ પટેલ જેવા પ્રજાના પ્રતિનિધિઓ વિશે લખ્યું ત્યારે ભાવનગર શહેરના એક ધારાસભ્યશ્રીનો ઉલ્લેખ કર્યો નહોતો. કારણ એટલું જ કે તેઓ એ વર્ગમાં ગોઠવાય એવા નહોતા. તેઓ તે બધાથી નોખા હતા, અપવાદરૂપ હતા.

તેમને ટાળવાનો, બાકાત રાખવાનો આપણો હેતુ હતો જ નહીં અને એવો પ્રયત્ન કરવામાં આવે તો પણ તેઓ સ્મૃતિનાં બારણાં તોડીને આવે એવા હતા.

- મારા વિશે કેમ નથી લખતા?

- આવડો મોટો હું તમને દેખાતો નથી?

પ્રમાણભાન પણ રાખવું જોઈએ. થોડી લીટીઓથી એકાદ-બે ટૂંકા ફકરાથી તેમને ન્યાય આપી શકાય નહીં. તેમના કદને ધ્યાનમાં લેવું જોઈએ.

આખું, સ્વતંત્ર પ્રકરણ. એનાથી રજમાત્ર ઓછું ખપે નહીં.

* * *

આ ધારાસભ્યશ્રી એક સ્કૂલના સંચાલક પણ હતા. સંસ્થા નાની, ગુણવત્તાની દૃષ્ટિએ નોંધપાત્ર ગણી શકાય નહીં, પણ એનો વહીવટ ચોખ્ખો હતો. ધારાસભ્યશ્રી ધંધાદારી રાજકારણી નહોતા. વ્યવસાયે વકીલ હતા. મને તેમનો કટુ અનુભવ થયો હતો, છતાં આજે પણ કહું કે તેમનું જીવન મૂલ્યનિષ્ઠ હશે. વસ્ત્રો સાદાં, ખાદીનાં પાટલૂન અને અડધી બાંયનો બુશકોટ. ખાદી પણ મોંઘી, મુલાયમ નહીં; જાડી અને ખરબચડી.

વહીવટી તંત્ર સાથે આવી સંસ્થાના

સંબંધો સરળતાથી ચાલવા જોઈએ એમ સામાન્ય બુદ્ધિથી માની શકાય. વળી, ગામડાની નાની નિશાળના સંચાલકથી લઈ મોટા નેતાઓ સાથેના વ્યવહારમાં મને કોઈ મુશ્કેલી પડી નહોતી. અનુભવે એક પ્રકારનો આત્મવિશ્વાસ પણ આવ્યો હતો. પ્રતિષ્ઠિત સાહિત્યકાર, કેળવણીકાર હોય કે પટાવાળો, વૃદ્ધ પેન્શનર કે પેન્શનરની અશિક્ષિત વિધવા, હસીને આવકાર આપો, તેમની રજૂઆત ધીરજપૂર્વક સાંભળો. વાજબી જણાય તો કામના નિકાલમાં આજની કાલ ન કરો. તેમનું કામ થઈ શકે એમ ન હોય તો સાદી, બિનસરકારી ભાષામાં સમજાવો.

આપણે માણસ છીએ તો તે પણ માણસ છે. સદ્ભાવના બદલામાં સામેથી સવાયો સદ્ભાવ મળે છે. કશું વેડફાતું નથી. મને એવા અનેક અનુભવ થયા હતા, જ્યાં નકાર સાંભળ્યા પછી પણ વ્યક્તિ હસીને, આભાર માનીને વિદાય લે.

મારી આ શ્રદ્ધાને તે નેતાજીએ ખોટી પાડી.

અગાઉ કહ્યું એમ સ્કૂલ નાની હતી. એ વર્ષે દસ-પંદર વધારે વિદ્યાર્થીઓ આઠમા ધોરણમાં પ્રવેશ માટે આવ્યા હશે. એને આધારે સંસ્થાએ આઠમાનો વધારાનો વર્ગ ખોલવાની મંજૂરી માટે દરખાસ્ત મોકલી આપી. નવા વર્ગ માટે પૂરતી સંખ્યા થતી નહોતી એ સ્પષ્ટ હતું. વળી, તે વિદ્યાર્થીઓ રખડી પડે, શિક્ષણથી વંચિત રહે એવું પણ નહોતું. આજુબાજુની સ્કૂલોમાં તેમને સમાવી શકાય. એથી દરખાસ્ત નામંજૂર થાય.

આ નિર્ણય કેવી રીતે થયો એ નોંધવું જરૂરી છે. અન્ય ફાઈલોના ભેગી આ ફાઈલ મારી પાસે મોકલવામાં ન આવી, લઈને બે-ત્રણ સિનિયર કર્મચારીઓ રૂબરૂ આવ્યા. મારા પ્રત્યે વફાદારી, એથી હંમેશાં સાચી સલાહ આપે. તેમનું કહેવું એમ હતું કે નિર્ણય લેવામાં ઉતાવળ કરવી જોઈએ નહીં. સ્કૂલ અમુક ધારાસભ્યની છે અને (તેમના ગુણોનું વર્ણન) ...પ્રૉબ્લમ કરશે, બાખડશે.

મેં પૂછ્યું, ''અન્ય કોઈ સ્કૂલની દરખાસ્ત હોય તો તમે મંજૂરી આપો?''

''એમ તો નિયમ પ્રમાણે તો...''

''લાવો ફાઈલ. મારે સહી ક્યાં કરવાની છે એ કહો.''

આટલા સમય સુધી અમારે મળવાનું થયું નહોતું. જોકે કીર્તિ મારા કાન સુધી આવી હતી.

અમારી ઑફિસનો પત્ર મળ્યો હશે, એના બીજા દિવસે તેઓ મને મળવા આવ્યા. ધારાસભ્ય હતા; સીધા બારણું ઉઘાડીને અથવા પટાવાળા દ્વારા મૌખિક જાણ કરીને આવી શક્યા હોત, પરંતુ તેઓ અન્ય મુલાકાતીઓની જેમ ચિઠ્ઠી મોકલીને બહાર ઊભા રહ્યા.

નામ વાંચીને મેં કહ્યું, ''મોકલો.''

આવતાંની સાથે પત્ર ટેબલ પર ફેંક્યો, ''આ શું છે?''

‘‘આપ ઊભા કેમ છો? બેસો, પછી વાત કરીએ.’’

બેઠા. પટાવાળાએ લાવીને પાણીનો ગ્લાસ મૂક્યો. એની સામે પણ જોયું નહીં. આ સમજાય એવું છે. પાણીના ગુણધર્મો જાણતા જ હોય. એ પેટમાં જાય તો ઉષ્ણતામાનનો પારો નીચે આવે, ખાદીનાં જાડાં વસ્ત્રોની રુક્ષતા ઓછી થાય, કદાચ ખાદીનું મલમલમાં રૂપાંતર થઈ જાય.

એ તો થવા દેવું નહોતું.

પુરાણો ઊથલાવો. ખાસ, શાપ આપવાના હેતુથી જ પધારેલા ઋષિ યજમાનની વિનંતીને માન આપી જલપાન કરે, ભોજનનો સ્વીકાર કરે એવું ક્યાંય લખેલું છે?

શિષ્ટાચાર માટે સ્થાન નહોતું. તેમનું સમગ્ર વ્યક્તિત્વ ઘોષણા કરતું હતું: અમે તો સત્યરૂપી બાવળ છીએ. મૂલ્યો ઉપર અમારો એકાધિકાર છે. જી, હાજી, આપ કેમ છો? એવા દંભ પાછળ ઊર્જા વેડફવાનું અમને પરવડે નહીં.

અમારે તો બસ, તડ અને ફડ!

એ સ્થિતિમાં મારે તો ધૈર્ય રાખી, મારું કર્તવ્ય બજાવવાનું હતું. સમજાવવાનો પ્રયત્ન કર્યો, નિયમો તરફ ધ્યાન દોર્યું, પરંતુ તેમને કાયદા અને નિયમો સમજાવનાર હું કોણ? તેમની વિચારસરણી જુદી હતી, દૃષ્ટિકોણ મૌલિક હતો.

‘‘મારી દરખાસ્તને તમે નામંજૂર કરી શકો નહીં.’’

મેં હસીને પૂછ્યું, ‘‘એવું કેમ?’’

‘‘યૂ હેવ ટુ ગિવ પરમિશન. ધૅટ્સ ઑલ!’’

એ દરખાસ્ત મોકલે એને મારે જોયા-સમજ્યા વગર અંગૂઠો મારી દેવો. વિચાર અદ્‌ભુત હતો. ભાષા કુહાડીની હતી.

મેં હળવેથી કહ્યું, ‘‘એક વાત સમજી લો, તમારી આ ‘હેવ ટુ’ની ભાષા મારી આગળ ચાલશે નહીં.’’

‘‘તમે મને ભાષા શીખવો છો?’’

‘‘ના, મુદ્દો ભાષાનો નહીં, રીતભાતનો નહીં, નિયમોનો છે.’’

‘‘તમે કહો એમ જ થાય?’’

‘‘સહેજ પણ નહીં. હું કહું એમ નહીં, તમે કહો એમ નહીં, નિયમ પ્રમાણે થાય.’’

તે ઊભા થઈને ચાલ્યા ગયા.

* * *

યુદ્ધ નહીં, યુદ્ધની બાલિશ રમત શરૂ થઈ.

નાનકડી સ્કૂલ, ચપટી જેટલું એનું વહીવટી કામ, તે આચાર્ય સરળતાથી સંભાળી શકે, પરંતુ ઉપરના બનાવ પછી અમારી ઑફિસ સાથેના પત્રવ્યવહારની સંપૂર્ણ જવાબદારી સંચાલકશ્રીએ પોતે સંભાળી લીધી, એવું નહીં કે તેમની સૂચના પ્રમાણે લખાણ તૈયાર થાય અને પોતે સહી કરે; આખો પત્ર સ્વહસ્તાક્ષરમાં.

શાલિગ્રામને કોઈનાથી ઓછું જ

કહેવાય કે હે ભાઈ શાલિગ્રામ, ચટણી વાટવી એ તારું કામ નથી?

જોકે એક દૃષ્ટિએ જોઈએ તો આ આગ્રહ સમજાય એવો છે. ભાવને અનુરૂપ તોછડાઈ, કર્કશતા, વિશિષ્ટ શબ્દભંડોળ – સ્કૂલનો આચાર્ય ભલે વિદ્વાન હોય, પરંતુ શત્રુ સાથેના પત્રવ્યવહાર માટે ભાષા ભાલા અને તીર-કામઠાંની જોઈએ, જે તે બિચારા પાસે ન હોય.

વર્ગવધારાનું પ્રકરણ પૂરું થઈ ગયું હતું, વિદ્યાર્થીઓને અન્ય સ્કૂલોમાં પ્રવેશ અપાઈ ગયો હતો, છતાં એ મુદ્દે તેમણે લડાઈ ચાલુ રાખી. ઉપરાંત, ઇન્સ્પેક્શન અને ગ્રાન્ટ જેવા નવા મુદ્દા ઊભા કરવામાં આવ્યા. કોઈ ચોક્કસ વિષય કે વિચાર વગરના નિબંધ જેવું મુક્ત તેમના પત્રોનું સ્વરૂપ. અઠવાડિયે સરાસરી બે-ત્રણ રચનાઓ.

જોઈને જ મારા સ્ટાફના માણસોને ત્રાસ થાય. લઈને મારી પાસે આવે. આનું શું કરવું?

‘‘બેસો. ઉત્તર હું લખાવું છું.’’

તેમના દસ-બાર પાનાંની સામે મારો એક ટૂંકો પૅરેગ્રાફ. જરૂર હોય તો નિયમોનો સંદર્ભ. ભાષામાં પૂરેપૂરો વિવેક. છેલ્લે અનિવાર્યપણે એક વાક્ય: આ કચેરી સાથેના પત્રવ્યવહારમાં સંયમ રાખવામાં આવે, અશિષ્ટ ભાષાનો પ્રયોગ ન થાય એ જોવા વિનંતી છે.

કંઈક અંશે પક્ષીય રાજકારણ કામ કરી રહ્યું હતું એ હું સમજતો હતો. તેઓ વિરોધ પક્ષના હતા, પરંતુ એમ તો બીજા પણ કેટલાક ધારાસભ્યો વિરોધ પક્ષના હતા. એમાંથી કોઈએ તંત્ર સામે શીંગડાં માંડ્યાં નહોતાં.

શરૂઆતમાં મને રમૂજ થતી, રમત જેવું લાગતું, પરંતુ ધીમેધીમે મન કલુષિત થવા લાગ્યું. જિલ્લાના વહીવટમાં ખાસ કોઈ સમસ્યા નથી, બધાના સહકારથી કામ સરળતાથી ચાલી રહ્યું છે ત્યારે આ એક માણસ – ઘણી દૃષ્ટિએ માનને પાત્ર – કોઈ ઠોસ કારણ વગર ક્ષુલ્લક મુદ્દાઓ લઈ ઝઝૂમી રહ્યો છે!

પ્રકરણ મારી ઑફિસ પૂરતું મર્યાદિત રહ્યું નહોતું. મારા હિતેચ્છુઓને આ બાબતે ચિંતા રહેતી. સહકાર્યકરોમાંથી પણ કેટલાક વડીલોએ સારી ભાષામાં મને ચેતવવાનો પ્રયત્ન કર્યો હતો. તે સૌના કહેવાનો સાર એ હતો કે કોઈ પણ રીતે આ સંઘર્ષનો અંત લાવવો જોઈએ.

ચૂંટણી નજીક આવી રહી હતી. કેન્દ્રમાં એમ રાજ્યમાં સત્તાપલટો થશે એ લગભગ નિશ્ચિત મનાતું હતું.

તેમના પક્ષની સરકાર આવે ત્યારે, આ પ્રજાસેવક માટે મહત્ત્વનાં કામોની યાદીમાં અગ્રસ્થાન શાનું-કોનું હશે એ વિશે શંકા નહોતી.

આમ છતાં મારી સમજ સ્પષ્ટ હતી: આપણે ખોટું કર્યું નથી. અંતઃકરણ

ચોખ્ખું છે, તો પછી ચિંતા શીદ કરવી? ડરીને તો વહીવટ થાય નહીં.

વધુમાં વધુ શું થશે? બદલી.

* * *

આ તબક્કે હું વાચકનું, ખાસ તો મારું પોતાનું! ધ્યાન અગાઉ આવી ગયેલા 'પવિત્ર ગાય' નામના પ્રકરણ તરફ દોરવું જરૂરી માનું છું, જેમાં મારી ઑફિસના એક કારકુનની બદલી એક શાખામાંથી બીજી શાખામાં કરવામાં આવી એ પ્રસંગનું કંઈક હળવી શૈલીમાં આલેખન થયેલું છે. સાર એ હતો કે આવી ક્ષુદ્ર વાત પણ ઑફિસની મર્યાદિત તથા બંધિયાર દુનિયામાં સામુદ્રિક વાવાઝોડાના આયામો ધારણ કરી શકે છે.

સરકારી કર્મચારી, પછી તે કારકુન હોય કે મોટો અધિકારી, તેની બદલી તે કોઈ મોટી ઘટના નથી. કારકુનની બદલી અને એના પ્રત્યાઘાતોને હું હસી કાઢું અને મારી પોતાની બદલીને મોટી દુર્ઘટનાનું સ્વરૂપ આપી એનું ગંભીરતાથી, વિગતવાર આલેખન કરું, જેમાં હું મહાકાવ્યનો ધીરોદાત્ત નાયક અને સામેનું પાત્ર તે ખલનાયક - એવું ચિત્રણ કરું...

ભલે બીજું કોઈ બોલે નહીં, આ વિસંગતિ (વિસંગતિ નહીં, બેવડાં ધોરણ) તરફ ધ્યાન ન દોરે, મર્માળું હસીને ચૂપ રહે, પરંતુ મારે તો મારો કાન પકડવો જોઈએ ને?

એથી, જેને મેં યુદ્ધનું ફારસ કહ્યું એને અહીં આટોપી લેવું યોગ્ય માનું છું.

**[ક્રમશઃ]**

વડોદરાથી ધ્રાંગધ્રા જવા પાદરાની ચારની બસ. હજી બે વાગ્યા છે એટલે આડો પડું છું. હમણાં જ રસ ઝાપટ્યો તેમાં દૂધ, ઘી ને સૂંઠ પર અથાણાં ને ફજેતાના રંગ ચડ્યા છે. ઊંઘાતી આંખ ઊભરાતા આફરાને ઠેલતાં પાછી પડે છે. પરસેવાના દરિયામાં તરતા દેહ પર પંખો ફરે છે ને પાણા જેવાં પોપચાં રહ્યુંસહ્યું ભાન તળિયા લગી તાણી જાય છે. હજી તો આંખ ઊડું ઊડું હતી ત્યાં સાડા ત્રણના ઍલાર્મની ઘંટડી છેક ઊંડે પડેલા માંહ્યલાને હડબડાવી ગઈ. દુનિયા આખી એના રણણ-કારેધ્રૂજી, કાચી ઊંઘના બગાસામાંથી બપોરની ખાણીના ગોટા ઊડ્યાઃ થોડી ખટાશ, તૂરાશ, તીખાશનોય તમતમતો રંગ મોઢેથી નાકને સણકાવતો નીકળ્યો. ફડાક દઈને ઊભો થઈ ગયો. ગળેથી પરસેવો લૂછ્યો, આંખો ચોળી, નળનું નવશેકું પાણી મોઢે ઝીંક્યું - ફરી આછે તરી ઠંડકની છાલક, ઝોકાનો - ઓડકાર માત્ર અને તરત નવા અવતારે નવી દુનિયામાં પ્રવેશ.

**- ગુલામમોહમ્મદ શેખ, 'ઘેરજતાં'માંથી સાભાર.**



# મતલબ

☐ કંદર્પ ર. દેસાઈ

**તે** શું કામ આવ્યો હશે? સુધામામીને વળી વળીને એ સવાલ થયા કરતો હતો. કેટલા વખતે કિરીટનાં સગાંઓમાંથી કોઈ ખબર પૂછવા, હાલચાલ જાણવા આવ્યું હતું! કિરીટનો ભાણિયો. શું તેનું નામ? કંઈ સરસ જ છે, હમં અનિકેત! લતાબહેનને વળી નવી નવાઈનાં નામ પાડવાનો શોખ. એક બીજો પણ છે; તેનું નામ પણ કંઈક એવું જ છે, હં સાકેત. તે મોટો. કિરીટની બધી વિધિ તેણે કરેલી. લતાબહેને કહેલું, 'આ તો અમારી ફરજ!' તો ફરજ તો બધી પૂરી કરી દીધેલી. હવે શું છે? સુધામામીના મનમાં જાત જાતના વિચારો દોડ્યા કરે છે. અનિકેતને શું જોઈતું હશે? આ ઘર. તેણે પોતે પોતાનું ઘર કરી લીધું. પછી શું? મોટા માટે જોઈતું હશે? તે કેમ ના દેખાયો? ખબર નહિ શું કરતો હશે, આખો વખત! આ લોકોનું એવું જ. કિરીટે કેટકેટલા પ્રયત્નો કરેલા કે

મોટાનું કંઈ ગોઠવાઈ જાય, પણ નસીબ તેમનાં. મેં ચોખ્ખું કહ્યું હતું, ''સંબંધની રીતે જે કંઈ કરવાનું હોય એ કરીશ. મામેરું લઈને પણ જઈશું, પણ મારી પાસે એક રૂપિયો માગ્યો છે તો...''

બહુ લડાઈ થતી. તેનાં સગાં - મારાં સગાં. અમારું કોઈ હોત તો... તે કેવી કહેવત વાપરતો! 'કૂતરું તાણે ગામ ભણી, શિયાળ તાણે સીમ ભણી.' કોણ કૂતરું, કોણ શિયાળ! આમેય મને બધા હોશિયાર જ કહેતા. ત્યારે હોશિયારનો મતલબ લુચ્ચી જ થતો એ કંઈ મને ખબર ન'તી પડતી શું? સુધામામીના ચહેરા પર હળવું સ્મિત ફરકી ગયું.

બધાને મારી ઈર્ષ્યા! નાનીને ત્યાં રસોઇયો આવે. તેને કામવાળાનું સુખ. વરને પૂરેપૂરો કાબૂમાં રાખે. સાસુ પણ આઘે રહે. બસ, બેઉ જણ હુતોહુતી, તે નાની કહે એમ જ થાય.

આવડત જોઈએ. કિરીટને ડાયાબિટીસ તે તેને ગળ્યું નહિ ખાવાનું, પણ મને દાળશાકમાં ગળપણ જોઈએ. એ વિના રસોઈ કેવી ફિક્કી લાગે? મેં કિરીટને ચોખ્ખું કહ્યું, ''જોઈએ તો તું રસોઇયો રાખ. મારાથી કંઈ રસોઈમાં એ બધી પળોજણ નહીં થાય. મારે પણ નોકરીએ જવાનું કે નહીં?'' પછી રાખે જ ને રસોઇયો? ભાવતી રસોઈ કંઈ એમનેમ થોડી મળે છે? કામવાળાને પણ હાથમાં રાખવા પડે. વાર-તહેવારે લૂગડુંલત્તું વાસણકૂસણ આપીએ તો રાજી રહે અને ખાડા ન પાડે, બાકી ઘર સાફ કરવાનું કે વાસણ-કપડાં કરવાની વેઠ કંઈ મારાથી થોડી થવાની હતી? અમારા પિયરમાં મસ્સમોટો બંગલો છે, પપ્પાના વખતનો. ચાર બહેનો અને એક ભાઈ. એમ બધાં સાથે જ રહીએ અને તોય અડધું મકાન એમ જ સાફસફાઈ કર્યા વિનાનું પડી રહે. એ આ કામવાળાની આડાઈને કારણે સ્તો! કે પછી કામવાળાને સાચવી શકવાની અણઆવડતને લીધે? અમે આ ટેનામેન્ટ લીધું ત્યારે કેટલીય વાર કહ્યું હશે તે લોકોને કે આ બંગલો વેચી કાઢો ને અમારી જેમ ટેનામેન્ટ કે ફ્લૅટ ખરીદી લો. એમ કહેવાનોય અવળો અર્થ કાઢે. 'તારે ભાગ જોઈતો હશે નહિ? લોભિયણ ક્યાંની?' રેખાબહેન બોલે તો કશું બાકી ન રાખે. એમાં જ તો બાકી રહી ગઈ. થોડીક ઠાવકાઈ દેખાડી હોત તો નવીનચંદ્ર સાથે ગોઠવાઈ જ જાતને! કહે, ''એક તો બીજવર, પાછું હવેલીમાં ત્રીજે માળ રહેવાનું. માથે સાસુ અને દિયરની જવાબદારી. આગલીથી એક છોકરી પણ છે કંઈ.'' ને ત્યાં કિરીટની મોટી બહેનનું થયું તે જીવ બાળે. 'કેવી ગોઠવાઈ ગઈ.' જોકે લતાબહેનને તો છેક નવીનચંદ્રને નોકરીમાં પ્રમોશન મળ્યું એ પછી જ જુદા થવાનું બન્યું. આ મેં આખી જિંદગી મારાં સાસુને કેવાં આઘાં રાખ્યાં? આ બધું કંઈ એમનેમ નથી થતું. એવી હોશિયારી કંઈ બધામાં

થોડી હોય છે?

પણ આ લતાબહેનનો છોકરો કેમ આવ્યો હશે?

કહે, ‘‘કેટલા વખતથી મન હતું, તમને મળવાનું. મમ્મી કાયમ કહેતાં જે ગણો તે હવે કિરીટના ગયા પછી મારા સગામાં આ તમારી મામી એક જ છે! આપણે સંબંધ રાખવાનો.’’

મામી અનિકેત સામે જોઈ રહ્યાં. બિલકુલ નવીનચંદ્ર જેવો ગોરો, ઊંચો અને તબિયત પણ સારી. તેને જોઈને થાય કે... કશું બોલવું જોઈએ એટલે બોલી, ‘‘લતાબહેન તો મારી મોટી બહેન જેવાં. કાયમ સાચી સલાહ આપે.’’

‘‘હા, એ જ તો. મારી નોકરી ટ્રાન્સફરેબલ, કાયમ અમદાવાદથી દૂર જ રહેવાનું થયું. શું કરું? હવે હમણાં અહીંયાં છું તો થયું કે તમને મળતો જઉં. કંઈ કામ હોય તો ચોક્કસ કહેશો.’’

‘‘કામ તો ભઈ શું હોય, નોકર-ચાકર આવે. બૅન્કમાં કે એવે કશે જવાનું હોય તો રિક્ષા બોલાવી લઉં.’’

‘‘કામવાળા આવે છે? તો પછી આ વાસ શેની આવે છે?’’ કહેતાં તેણે નાક સંકોર્યું. ‘‘કંઈ બહુ ગંધાય!’’ તેનું સૌજન્ય સ્પર્શ્યું. તે ખાલી ગંધાય છે એટલું જ કહે છે, બાકી મને ખબર છે કે આ ગંધ શેની છે. હવે ઉંમર થઈ. ક્યારેક પેશાબ પર કાબૂ ના રહે. કપડાં ને ચાદર તો ધોવાઈ જાય, પણ ગાદલાં-ગોદડાં કોણ તડકે મૂકે? એને તોડી પાછાં ભરાવાનાં, એ જફા કોના માટે? ને એ અમદાવાદની ગરમી; એસી ચાલુ રાખવું જ પડે! પછી આ ગંધ ક્યાં જાય?

પણ આ છોકરો આરામથી બેઠો છે! ચા પીવાનું પૂછ્યું તો વિવેકથી ના પાડી. આમતેમની વાતો કરી અને પાછું કહ્યું, ‘‘કંઈ કામ હોય તો કહેજો.’’

‘‘ભલે.’’ મારે તારું શું કામ? પણ તું કેમ અહીં આવ્યો; એની ખબર ન પડી. સુધામામીના મનમાં વળી વિચારચક્ર ચાલ્યું. તે શું કામ આવ્યો હશે? વિચાર મામીનો પીછો છોડતો નથી. છેવટે મન વાળીને બેઠાં; હશે જે હોય એ. તે ક્યાં બીજી વાર આવવાનો છે!

પણ અનિકેત બીજી વાર પણ આવ્યો. આ વખતે લીલાં નારિયેળ લઈને આવ્યો. કહે, ‘‘ચા મૂકવા કરતાં આ સારું!’’ નજર સામે જ નારિયેળના ઉપરના ભાગેથી કાણું પાડી સ્ટ્રો ભરાવી અને કહે, ‘‘તમને ગમશે.’’

કેટલો વખત થયો આમ કોઈએ નારિયેળ-પાણી પાયું હોય! કિરીટને બહુ ગમતું. અવારનવાર લઈ આવે. ‘‘ખોટો ખર્ચો બધો. પાછલી જિંદગી માટે બચાવ. છૈયાંછોકરાં છે નહિ, તે વગર દલ્લે કોઈ ચાકરી કરવા નહિ આવે.’’ સાંભળીને કિરીટ હસે. પછી કહે, ‘‘નારિયેળ પી. મનમાં ટાઢક વળશે. આ શું બળતરા?’’ સાચું સાંભળવું થોડું કોઈને ગમે?

જોકે આ શું કામ નારિયેળ લઈ આવ્યો હશે? છે સરસ. એકદમ પાણીવાળું અને મીઠું.

નવીનચંદ્રને હૉસ્પિટલમાં દાખલ કરેલા ત્યારે કિરીટ મોટા ઉપાડે નારિયેળ લઈ પહોંચેલો. તેને ટેવ જ એવી. પહોળો થઈ પથરાવા જોઈએ. પાછો પૂછે, ''કંઈ કામ હોય તો કહેજો.'' અને અનિકેતે નિમાણું મોઢું કર્યું અને કંઈ કહેવા જાય ત્યાં નવીનચંદ્રે તેને બોલાવ્યો. ''હા, પપ્પા.'' કરી તરત તેમની પાસે દોડ્યો. આવું છે! છોકરા સારા હોય તો ઠીક. બાકી, બધા રૂપિયા-પૈસાનાં સગાં. એટલે તો કિરીટને કહું છું, ''મૂડી બચાવી રાખ.'' મોટા ઉપાડે નવીનચંદ્રની દયા ખાય. ''કેટલા દિવસથી હૉસ્પિટલમાં છે. ખર્ચો ખાસ્સો થયો હશે. આપણે…''

''ખબરદાર જો એમ રૂપિયા-પૈસા આપવાની વાત કરી છે!''

ધરાર મેં તેને બીજીવાર ખબર પૂછવા જવા જ ન દીધો.

''હું જઈ આવી. મારી ઑફિસેથી, તેમને દાખલ કરેલા એ હૉસ્પિટલ નજીક પડે. જો તને ભાવતું ઊંધિયું પણ હું મનુભાઈ માટે લઈ ગઈ હતી.''

''અરે! માંદા માણસને કંઈ ઊંધિયું ખવડાવાય? ખરી છે તું તો!''

''તે ખરી તો છું જ ને!''

આ અનિકેતની બૈરી ખરી છે. આમ વરને રેઢો કેમનો મૂકતી હશે? નક્કી લતાબહેન જેવી જ હશે. વૈતરું કરનારી અને સગાંવહાલાંઓનાં ઘર ભરનારી. હશે મારે શું? જેવા જેનાં નસીબ.

* * *

''આ વખતે લાઇટ બિલ ભરવા માટે ના કહ્યું? જાતે જઈ આવી કે શું?''

''ના, મોટી બહેન. અનિકેત પાસે…''

''જો જે પાછી ભેરવાતી.''

''એમ કંઈ થોડી કાચી છું? તેણે તો કહ્યું; ઑફિસનો પટાવાળો ભરી આવશે, પણ મેં ચોખ્ખી ના પાડી કહ્યું; હમણાં જ તું રોકડેથી ભરવાનો હોય તો જ જા.''

''પછી?''

''પછી શું? તે કંઈ આગળ બોલે એ પહેલાં જ મેં કહ્યું - કિરીટ, આમ જ એક વાર ભૂલી ગયો તે કનેક્શન કપાઈ ગયું ને અંધારામાં બે દિવસ કાઢવા પડ્યા. મને એ ન ફાવે.''

તેં એ ના કહ્યું કે તમારી વચ્ચે પછી કેવો મોટો ઝઘડો થયો અને એમાં જ કિરીટને હાર્ટ-ઍટેક આવી ગયો?

''તમેય શું રેખાબહેન! તમને મારી ઈર્ષ્યા આવે છે. તે તમને કોણે ના પાડી હતી. આ અનિકેત તમારો દીકરો જ હોત.''

''જો પાછી વાતને ક્યાંથી ક્યાં લઈ જાય છે!''

''તે તમે જ પૂછ્યું ને લાઇટ બિલ ભરવા કોણ ગયું?''

''ચાર દિવસની ચાંદની છે. પછી ખત્તા ખાઈને તું અમારી પાસે જ પાછી આવીશ, ત્યારે કરગરજે, મોટી આટલું

કરી આપો ને પ્લીઝ!''

''જાઓ, તમારી સાથે વાત કોણ કરે?'' કરી મામીએ ફોન કાપી નાખ્યો.

આ ઉંમરે નાનાં-મોટાં કામ કરવા કોઈની જરૂર પડે. દીકરા-દીકરી હોય તો ઠીક, પણ આ રેખાબહેન અને બીજી બહેનોને કંઈ કહેવાય નહિ. નાનુંઅમથું કામ કરે તોય કહી બતાવે. ''જો નાની તારું કામ મેં કરી આપ્યું.'' આ અનિકેતે એક કામ કર્યું તેમાંય પૂછાપૂછ. મતલબ વગર તો ક્યાં કોઈ એકે કામ કરે છે? આ મારી બહેનો બદલામાં રસોઇયા પાસે અઠવાડિયાનો નાસ્તો બનાવીને, પણ લઈ જાય. ગૅસ કેટલો મોંઘો આવે છે? અને નોંધાયા પછી આઠ-દસ દિવસે આવે એનું શું? વળી, તેલના ભાવ હજી ગયા અઠવાડિયે ડબ્બે ચાલીસ રૂપિયા વધ્યા. ક્યાં કશું મફત આવે છે? મામીની અકળામણ હજીયે ઘટતી ન હતી.

* * *

દિવાળી નિમિત્તે અનિકેત તેની પત્ની સાથે આવ્યો. પગે લાગ્યો. નાના હતા ત્યારે લતાબહેન સાથે આવતા અને કિરીટ કાયમ બે-પાંચ રૂપિયા આપતો. નિમિષા દિવાળીના જાતજાતના નાસ્તા લઈ આવી હતી. મઠિયા, ઘૂઘરા, બે-ચાર જાતની સેવ, ચેવડો. ''બધું ઘરે જ બનાવ્યું છે. મમ્મી કહેતાં; તમને મગજનો લાડવો બહુ ભાવે! જુઓ ને, સહેજ ચાખી જુઓ. મમ્મી જેવો બન્યો છે કે કેમ?''

ઓહો આટલું બધું! ''સરસ છે હોં!''

''તો જુઓ! આ સાડી અનિકેત ખાસ તમારા માટે લાવ્યો છે.''

''અરે! પણ હું ક્યાં જવાની આ પહેરીને!''

''કેમ વળી, મંદિરે જજો, દેવદર્શન કરજો. કંઈ નહિ તો અમારે ત્યાં આવજો. ખાસ બંગશ્રીમાંથી જઈ કલકત્તી લીધી છે.''

''અરે, મારાથી કંઈ થોડું લેવાય?''

''મમ્મી કાયમ કહેતાં, આપણે ક્યાં ઝાઝાં સગાં છે? મમ્મી માટે હું કંઈ લઈ આવું તો મામી માટે કેમ ના લેવાય?'' અનિકેતે હક્ક કર્યો. પછી કહે, ''તમે પહેરશો તો મારી મમ્મીના જીવને સારું લાગશે.''

હવે આનો શું જવાબ હોય?

રેખાબહેનની સાથે મમતા અને કલા પણ આવી હતી. સાડી જોઈને કહે, ''સરસ પોત છે.''

''...પણ આ ઘરડી ઘોડી લાલ લગામ જેવું ન લાગે?''

''તારી ભાણેજ વહુ નાસ્તો સરસ બનાવે છે.''

''રેખાબહેન આ ઘૂઘરા તો ચાખો અસલ લતાબહેનના હાથનો જ સ્વાદ છે.''

''તેં શું આપ્યું એ તો કહે.''

''એમ તો પાકી છે, અગિયાર રૂપિયાથી વધુ કંઈ ન આપે.''

''ના... ના... મેં પૂરા એકસો એક આપવા કર્યા, પણ નિમિષાએ માત્ર એક રૂપિયો જ લીધો, શુકનનો. કહે, તમારા વડીલોના આશીર્વાદથી બધું જ છે. હવે તો સાકેતભાઈનું ઘર પણ થઈ ગયું. તેમના માટે એક ફ્લૅટ લીધો.''

''એમ? સાકેતે ફ્લેટ લીધો?''

''તો પછી શું કામ આટલા બધા આંટાફેરા કરે છે? નક્કી કોઈ મોટો હાથ મારવાના લાગે છે.''

''નાની! બૅન્ક એફડી, દાગીના, ઘરનો દસ્તાવેજ, બધું ઠેકાણે છેને?''

''હા... હા... બધું બૅન્કના લૉકરમાં છે.''

''કઈ બૅન્કના લૉકરમાં છે?''

''તારે જાણીને શું કામ છે?''

વાતોનો કંઈ પાર નહીં. આવો છે અમારી બહેનોનો પ્રેમ! વિચારતાં સુધામામી મલક્યાં, પણ એમાં કંઈ સ્વાદ ન હતો.

દરમિયાન, એક રાત્રે સુધામામીને પેટમાં દુઃખવા આવ્યું. જરાય સહન ના થાય. સૌથી પહેલાં રેખાબહેનને જ ફોન કર્યો. પિયરના બંગલે ફોન કર્યો. કોઈ ફોન જ ના ઉપાડે. આ બાજુ દુખાવો વધતો જ જાય. ચીસો પાડવાનું મન થાય. એકાદ વાર તો રાડ પડાઈ ગઈ. સોસાયટીના ચોકીદારને ફોન કર્યો તો ખબર પડી કે બધા પિકનિકમાં ગયા છે; બંગલે કોઈ નથી. આવી પીડામાંય મામીને મનમાં ઓછું આવ્યું. 'મને કીધુંય નહિ? હું એટલી પારકી થઈ ગઈ?' પાસ-પાડોશમાંથી પણ કોને બોલાવે?

કિરીટ હતો ત્યારે બધા સાથે સંબંધ સાચવતો. છેવટે અનિકેતને ફોન કરવો પડ્યો. તે તરત દોડતો આવ્યો. આવતાં પહેલાં હૉસ્પિટલમાં ફોન કરેલો એટલે તે અને ઍમ્બ્યુલન્સ લગભગ સાથે જ આવ્યાં. મામીના દેખતાં જ ઘરનાં બધાં બારી-બારણાં બંધ કર્યાં અને ચાવી મામીને આપી. દુખાવો એવો જોર કરે કે ચાવી હાથમાં રહે જ નહીં!

ત્રણ દિવસ હૉસ્પિટલમાં રહેવું પડ્યું. પથરીનો દુખાવો; બીજું શું? એ નીકળી ગઈ કે રાહત થઈ. મોટા ઑપરેશનથી બચી જવાયું.

છેવટે મામી પોતાના ઘરે પહોંચ્યાં. ઘર જોઈને જ આભાં!

અનિકેત પૂછે, ''ગમ્યું?'' દીવાલો, બારી-બારણાં એકદમ ચોખ્ખાં. સોફા અને પાટની ચાદર, તકિયાનાં કવર, પડદા બદલાયેલાં. ગાદલા પર બેઠાં તો ખબર પડી કે એ પણ નવું છે. પેલી પેશાબની બંધિયાર ગંધ પણ ગાયબ.

ઘર ઘર જેવું લાગ્યું!

''બધું રેખામાસીની હાજરીમાં કર્યું છે. તેમણે હા પાડી એટલે. ખરું ને માસી?'' કહેતાં અનિકેતે રેખાબહેન સામે જોયું.

''હા નાની, નિમિષા મારી સાથે આવી હતી. આ પડદા-ચાદર પસંદ કરવા. કહે, મામીની પસંદગી તો તમને જ વધારે ખબર હોય ને! નસીબદાર તો ખરી નાની તું હં!''

''પણ મને પૂછ્યા વગર?'' સુધામામીના ચહેરા પર અણગમો લીંપાઈ ગયો. ''કિરીટે પણ મને પૂછ્યા વગર કદી ચાદર નથી બદલી અને...?''

કંઈક તો શોધવું પડશે. આમ કંઈ થોડું ચાલે? ચલાવી લેવાય?

અને લો, મળી પણ ગયું.

છેલ્લે આવ્યો ત્યારે મકાનવેરાનું બિલ ભરવાનું બાકી હતું એ મામીએ તેને આપેલું. આજે બિલની પાવતી લઈ આવ્યો છે. મામીની ચકોર નજરે તરત જોયું. બોલ્યાં, ''અરે! અનિકેત. આ રકમ તો ચેકથી ભરી છે! ''

''શું કરું મામી? તમને દાખલ કરેલાં તે કૅશ કાઢવાની રહી ગઈ હતી અને તારીખ નજીક હતી એટલે પટાવાળાને મોકલીને ચેકથી રકમ જમા કરાવવી પડી.''

''તારી નજર આ બંગલા ઉપર છે, નહીં?''

''અરે! મામી... '' સુધામામીને તેનો ચહેરો જોવાની મજા પડી. કેવો પકડાઈ ગયો! ભોંઠો પડીને ઘડીભર જોઈ રહ્યો. પછી બે હાથ જોડી, પગે લાગી ઘરની બહાર નીકળી ગયો.

મામીની છાતી પરથી ભાર હટી ગયો. હળવાશથી મલકતાં મોંએ તેને જતાં જોઈ રહ્યાં. 'ચોરી પકડાઈ એટલે કેવો નાઠો!' એ સાથે પાછી ફિકર પણ પેઠી. વળી પાછી રેખાબહેન અને તે લોકોની ઓશિયાળી વેઠવાની.





જ્ઞાની શ્રી ધીરજરામ શાસ્ત્રીજી અને વિજ્ઞાની ડો. પંકજ જોશી, ૧૯૭૧

# જ્ઞાની અને વિજ્ઞાની

## એક વૈશ્વિક સંવાદ

☐ ડૉ. પંકજ જોશી

### ૨૪. સ્થળ અને કાળ

સમય અને અવકાશ, 'સ્પેસ' અને 'ટાઇમ', અથવા સ્થળ અને કાળ વિશેના ખ્યાલો અને પરિકલ્પના એ આધુનિક વિજ્ઞાનના વિકાસનાં મોટાં સીમાચિહ્નો છે. આઇઝેક ન્યુટન અને આલ્બર્ટ આઇન્સ્ટાઇનથી માંડીને અનેક મોટા વિજ્ઞાનીઓ અને વળી તત્ત્વજ્ઞાનીઓએ પણ આ વિશે ગહન ચિંતન કર્યું છે.

તેમાં ન્યુટનનું કહેવાનું એવું હતું કે સમય એ તો સંપૂર્ણ રીતે નિરપેક્ષ એટલે કે ઍબ્સોલ્યુટ એવી વસ્તુ અને ઘટના અથવા વાત છે. ન્યુટને સમયનું સંપૂર્ણ રીતે સ્વતંત્ર એવું અસ્તિત્વ માન્યું હતું અને પોતાના વિજ્ઞાનમાં એનો એવી જ રીતે ઉપયોગ કર્યો હતો. તેના કહેવા

પ્રમાણે જાણે એક મહાનદીના પ્રવાહની જેમ સમય સતત અને સ્વતંત્ર રીતે વહ્યો જાય છે, અન્ય કોઈ સાથે કશા જ સંબંધ સિવાય. તેઓ આવા નિરપેક્ષ અથવા ઍબ્સોલ્યુટ ટાઇમના સૌથી પ્રસિદ્ધ સમર્થક હતા. ન્યુટનના જણાવ્યા મુજબ, આવો સંપૂર્ણ સમય, જેને કેટલીક વાર 'ન્યુટોનિયન સમય' તરીકે પણ ઓળખવામાં આવે છે, એ કોઈ પણ અનુભૂતિથી સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં છે. સમગ્ર બ્રહ્માંડમાં એ સતત ગતિએ આગળ વધે છે. એ માપી શકાય એવો છે, પરંતુ એ અગોચર છે અને માત્ર ગાણિતિક રીતે જ એને સાચી રીતે સમજી શકાય.

ન્યુટને જેની રચના કરી એ 'ક્લાસિકલ મિકેનિક્સ' એટલે કે યંત્રશાસ્ત્ર, એ આધુનિક વિજ્ઞાનનો અને એમાંથી આવેલી ઔદ્યોગિક ક્રાંતિનો પાયો ગણાય છે. તેણે એની સ્થાપના અને સર્જન એવો દૃષ્ટિકોણ સ્વીકારીને કરી હતી કે અવકાશ એ એમાં રહેલા સઘળા પદાર્થોથી અલગ છે અને વળી સમય પણ વિશ્વમાં કંઈ પણ થાય છે કે કેમ એની પરવા કર્યા વિના, એનાથી સાવ સ્વતંત્ર રીતે એકસરખી રીતે પસાર થયા કરે છે. આ કારણોસર તેમણે નિરપેક્ષ અવકાશ અને નિરપેક્ષ સમયની વાત કરી, જેને તેમણે મૂળભૂત ખ્યાલો તરીકે સ્વીકાર્યા. ન્યુટનના આ યંત્રશાસ્ત્રને ગ્રહો તથા એમની ગતિઓને સમજાવવામાં ભારે સફળતા મળી. આથી જ આવા 'ઍબ્સોલ્યુટ' અથવા નિરપેક્ષ સમય તથા અવકાશના ખ્યાલો લાંબા સમય સુધી વિજ્ઞાનીઓ તથા તત્ત્વવિચારકોના મનમાં ઊંડા સ્થિર થયા.

પરંતુ પછી વીસમી સદીની શરૂઆતમાં ન્યુટનના યંત્રશાસ્ત્ર અને એની સાથે જોડાયેલા વિજ્ઞાનમાં કેટલીક મોટી મર્યાદાઓ વિજ્ઞાનીઓના ધ્યાનમાં આવી. એમાં મૂળ વાત એવી હતી કે ન્યુટનના યંત્રશાસ્ત્ર પ્રમાણે જો કોઈ પણ અવલોકનકારો પ્રકાશનો વેગ માપે તો જુદી જુદી ગતિએ જતા અવલોકનકારો પ્રકાશનો વેગ અલગ-અલગ માપે. આવું ન્યુટનના યંત્રશાસ્ત્રમાંથી ફલિત થતું હતું.

પરંતુ વીસમી સદીની શરૂઆતમાં, માઇકેલસન તથા મોરલે નામના બે પ્રયોગાત્મક વિજ્ઞાનીઓએ પ્રકાશના વેગની ઘણી કાળજીપૂર્વકની માપણી જુદી જુદી દિશાઓમાં ગતિ કરતાં પ્રકાશ-કિરણો માટે કરી. એમાંથી એવું સાબિત થયું કે પ્રકાશનો વેગ તો બધા જ અવલોકન કરનારા માટે એક સરખો જ નીકળે છે. ન્યુટનના કહેવા પ્રમાણે તો એવું થવું જોઈએ કે જો તમે પ્રકાશ જે દિશામાં જતો હોય એ જ દિશામાં સાથે દોડતા હો તો તમે એની ગતિ અથવા વેગ ઓછા માપો, જ્યારે પ્રકાશની સામેની દિશામાં જો તમે ગતિ કરો અને સાથે પ્રકાશની ગતિ માપો તો પ્રકાશની

ગતિ તમે વધારે માપવાના, પરંતુ જ્યારે વાસ્તવિક અવલોકન કર્યાં ત્યારે આવું કંઈ જોવામાં આવ્યું નહીં. વાસ્તવિક પરિસ્થિતિ તો એ બહાર આવી કે ગમે તે અવલોકનકાર હોય અને ગમે તે દિશામાં તેઓ ગતિ કરતા હોય, પરંતુ તેઓ પ્રકાશ-કિરણોની ગતિ બધા જ સંજોગોમાં એકસરખી જ માપવાના.

આ રીતે એવી વાત બહાર આવી કે પ્રકાશની ગતિ એ તો એક વૈશ્વિક અચલ છે, એટલે કે તે એક 'યુનિવર્સલ કોન્સ્ટન્ટ' છે. એમાંથી એ સમયે ઘણા વિજ્ઞાનીઓમાં ભારે મોટો વિવાદ જાગ્યો કે ન્યુટનનું યંત્રશાસ્ત્ર સાચું માનવું કે કેમ, અને એ સંપૂર્ણ છે કે કેમ? એમાંથી જ આગળ જતાં આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદની રચના થઈ, જે સમય તથા અવકાશને નિરપેક્ષ એટલે કે 'ઍબ્સોલ્યુટ' અથવા સર્વ સ્વતંત્ર માનતો નથી. એક મહાન ઐતિહાસિક ઘટનામાં આ રીતે ઍબ્સોલ્યુટ ટાઇમ તથા ઍબ્સોલ્યુટ સ્પેસને સમગ્ર વિજ્ઞાનમાંથી જાકારો આપવામાં આવ્યો.

મારા આવા બધા વિજ્ઞાનના અભ્યાસ ચાલતા હતા એ દરમિયાન એક વખત શાસ્ત્રીજીને આ વિશે મળવાનું અને કંઈક સંવાદ થયો. તેમને મળવા કેટલાક સત્સંગીઓ આવ્યા હતા ત્યારે સમય વિશે વાત થઈ અને તેમણે કહ્યું, ''પરમાણુઓ કે તન્માત્રાઓ વગેરે જેવું એનું અસ્તિત્વ નથી, સમય એક ગણનાપદ્ધતિ છે.''

આ રીતે શાસ્ત્રીજીના કહેવા પ્રમાણે, સમયનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ જેવું છે નહીં. વિશ્વમાં બનતી જુદી જુદી ઘટનાઓ અને તેમની માપણી, એટલે કે મેજરમેન્ટ કરવા માટેની એક પદ્ધતિ એ જ સમય. સમય વિશેના આ અભિપ્રાય પ્રમાણે, એવું ભારપૂર્વક ફલિત થાય છે કે વિશ્વમાં થતાં સતત પરિવર્તનોની માપણી એ જ સમય. એનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી. વિશ્વમાં ક્યાંક કશો ફેરફાર થયા વિના સમયનો કોઈ ખ્યાલ કે વિચાર ન હોઈ શકે. સમય એ તો વિશ્વમાં પરિવર્તનના ચક્રનું માત્ર એક માપ છે, એનાથી સ્વતંત્ર એવી એની કોઈ વ્યાખ્યા જ નથી.

હવે આ તો ભારે રસપ્રદ વાત થઈ! ન્યુટને તો એવું કહ્યું કે સમય તો જાણે અવિરત વહેતી એક મહાનદી, જે સર્વ સ્વતંત્ર વહ્યા જ કરે છે. બીજી બાજુ તેના કહેવા પ્રમાણે અવકાશ એ તો જાણે સતત અને અનંત અસ્તિત્વ ધરાવતું એક મહાસાગર જેવું સાતત્ય. હવે એનાથી આગળ જતાં આઇન્સ્ટાઇને એવી વાત કરી કે પ્રયોગો તો એવું બતાવે છે કે આવી જાતનો કોઈ નિરપેક્ષ સમય અથવા તો નિરપેક્ષ અવકાશ, એનું કદીય અસ્તિત્વ જ હોતું નથી. એ તો કોણ અને કેવો અવલોકનકાર કેવી ગતિએ જાય છે એના પર આધારિત છે. તે સહુની માપણી પોતપોતાની ગતિ

પ્રમાણે જુદી જુદી હોવાની.

હવે એનાથી પણ આગળ જતાં, શાસ્ત્રીજીએ જે વાત કરી એ એવું કહે છે કે સમય એ તો એક ગણનાપદ્ધતિથી વિશેષ બીજું કશું નથી. અલબત્ત, તેમની આ વાતનો આધાર ભારતીય પરંપરા તથા આપણે ત્યાંના વેદાંત અને ઉપનિષદો, તેના પાયાવાળી આ વાત છે. તેમની વાતમાં એક અન્ય ઉલ્લેખ થયો એ તન્માત્રાઓનો. આ તન્માત્રાઓ તે અણુ-પરમાણુથી પણ સૂક્ષ્મ એવું અસ્તિત્વ, એટલે કે કણો અથવા પદાર્થો છે. ભારતીય પરંપરામાં આકાશને પણ એક મૂળભૂત તત્ત્વ માન્યું છે. બીજી રીતે કહીએ તો પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશ, આ સઘળા વિશેષ અને વિશેષ એકબીજાથી સૂક્ષ્મ છે. તેઓ અણુ, પરમાણુ અને એનાથી પણ આગળ જતાં વિશેષ સૂક્ષ્મ તન્માત્રાઓ દ્વારા બનેલા છે એમ કહેવાયું છે. આ વિશે વિશેષ વાત ફરી અન્યત્ર કરીશું.

**૨૫. ભૂત અને ભવિષ્ય**

સમયનું સ્વતંત્ર અસ્તિત્વ છે કે કેમ એ વાત આપણે કરી. હવે આવી વાત આવે એટલે બીજો એક પ્રશ્ન એકદમ સહજ રીતે ઊભો થાય. તે આ પ્રમાણે કહી શકાય. જો સમયનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ હોય જ નહીં, જો એ કેવળ એક ગણનાપદ્ધતિ જ હોય અને એથી વિશેષ કશું જ નહીં, તો પછી આપણે અનેક વાર અને સતત જે ભૂતકાળ અને ભવિષ્યકાળની વાત કરીએ છીએ એ શું હશે અને એને કેવી રીતે સમજાવી શકાય? એટલે આ પ્રશ્ન મેં શાસ્ત્રીજીને કર્યો કે આવા સંદર્ભમાં ભૂતકાળ અને ભવિષ્યકાળ એને કેવી રીતે સમજવા અને એનો શો અર્થ કરવો.

તેમણે સમય વિશે જે વાત કરી એના વિશે મેં પૂછ્યું, ''આપ આવી વાત કહો છો, પરંતુ સમયના તો ભૂતકાળ અને ભવિષ્યકાળ આવા બે સ્પષ્ટ ભાગ દેખાય છે, તો આ કેવી રીતે થાય અને કેમ સમજવું? આ એક મોટી સમસ્યા જણાય છે.'' ત્યારે તેમણે કહ્યું, ''જે અનુભવમાં આવી ચૂક્યું છે એ ભૂતકાળ છે, જ્યારે જે સર્વનો અનુભવ થવાનો છે, થયો નથી એ ઘટનાઓ ભવિષ્યકાળ છે.''

આ રીતે જોવા જઈએ અને તેમની આ વાતને સ્વીકારીએ તો વળી ફરીને એવું ફલિત થાય કે ભૂતકાળ અને ભવિષ્યકાળ એ કોઈ સ્વતંત્ર કે નિરપેક્ષ વસ્તુઓ રહેતી નથી. આ અભિગમ પ્રમાણે તો ભૂત અને ભવિષ્ય આ બંને કેવળ વ્યક્તિને સાપેક્ષ જ હોય એવી વાત, ઘટના અને પરિસ્થિતિ બની જાય છે. ભૂત અને ભવિષ્ય કેવળ વ્યક્તિગત વિષય બની રહે છે. હવે કદાચ એમાં કોઈ એવું કહે કે તો પછી ઇતિહાસ જેવી વસ્તુનો કોઈ અર્થ જ શું રહ્યો? કોઈ દેશનો ઇતિહાસ હોય, સમગ્ર વિશ્વનો ઇતિહાસ હોય છે, એમ આપણે

કહીએ છીએ. આ રીતે એક પછી એક ઘટનાઓ કેવી રીતે બની, કેવા કેવા પ્રસંગો બન્યા, કેવા રાજા-મહારાજાઓ આવ્યા અને આર્થિક તથા વૈજ્ઞાનિક અને તત્ત્વજ્ઞાનની શી શી પ્રગતિઓ થઈ, કેવાં મોટાં યુદ્ધો થયાં, આ બધું એ ભૂતકાળ અને ઇતિહાસ. વળી એવી જ રીતે ભવિષ્યકાળમાં પણ શું થશે એની પણ મોટી મોટી ભવિષ્યની આગાહીઓ થાય છે. જો ભૂતકાળ અને ભવિષ્યકાળનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ હોય જ નહીં, એ કેવળ વ્યક્તિના અનુભવ માત્રની વાત હોય તો આ બધાનો શો અર્થ રહ્યો?

આવા સઘળા પ્રશ્નોનો કંઈક જવાબ આપવાનો પ્રયત્ન કરીએ અને શાસ્ત્રીજીની વાત સમજવાનો પ્રયત્ન કરીએ તો અહીં એક જ વાત કહી શકાય. આપણે ભલે ઇતિહાસ અથવા રાજા-મહારાજાઓ કે ઘટનાઓ કે જ્ઞાન-વિજ્ઞાનની પ્રગતિની બધી વાત કરીએ, પણ છેવટે આ બધાનો અનુભવ અથવા તો વિચાર અથવા તો કલ્પના કરનાર કોણ છે? એનો પ્રત્યુત્તર એ મળે છે કે આ સઘળો વિચાર અથવા અનુભૂતિ કે અનુભવ એ આપણી અંદર જ કેવળ આપણે પોતે કરીએ છીએ. અલબત્ત, એનો આધાર બાહ્ય વિશ્વમાંથી આપણી ઇન્દ્રિયો દ્વારા મળતી માહિતીઓ અને સંવેદનો એ અવશ્ય છે, પણ છેવટે તો આ સમગ્ર અનુભવ આપણી અંદર જ આપણે પોતે જ કરીએ છીએ. એટલે એ રીતે જોવા જતાં સઘળો ભૂતકાળ પણ આપણી અંદર જ સમાયેલો છે. પછી એ ભલે આપણો પોતાનો ભૂતકાળ હોય કે દેશનો, દુનિયાનો અને આખા વિશ્વનો હોય. આ અલબત્ત, કેવળ સુંદર અને વિચારવા જેવી અને ઊંડા ચિંતન કરવા જેવી એક વાત છે!

**૨૬. સમયની સાપેક્ષતા**

સમયને કેવળ એક ગણનાપદ્ધતિ જ કહીએ તો વળી એમાં પણ કેવળ એક સાપેક્ષતા છુપાયેલી છે એવું શાસ્ત્રીજીની એક વાત પરથી અને એક પ્રસંગ પરથી અન્ય સમયે સ્પષ્ટ થયું.

એક સમયે એવું થયું કે હું કોઈ ને કોઈ કાર્યોમાં અથવા તો મારા સંશોધનમાં વ્યસ્ત હોવાને કારણે શાસ્ત્રીજીને મળવાનું અને તેમને ત્યાં જવાનું કંઈક મોડું થયું અને સમય કંઈક વિશેષ વીતી ગયો.

પછી જવાનું થતાં તેમને મેં કંઈક દોષ થયાના ભાવ સાથે કહ્યું, ''આપણે ઘણા સમયે મળવાનું બન્યું.'' ત્યારે તેઓ કહે, ''તું એક કાર્યમાં રત હતો ને! બાહ્ય દૃષ્ટિએ એનો સમય ભલે ગમે એ ગણાય, અમારા યોગશાસ્ત્રમાં તો એ એક ક્ષણ જ ગણાય છે!''

આ તો જાણે એક અદ્‌ભુત પ્રકાશિત કરતો અનુભવ હતો!

ન્યુટનના ખ્યાલોમાંથી બહાર આવીને આઇન્સ્ટાઇન તરફ જતાં સમયની આવી સાપેક્ષતા વધુ સ્પષ્ટ થતી જાય છે.

વાસ્તવમાં તો આઇન્સ્ટાઇને પોતે પણ એક વાર કહેલું કે સમય એ એક ભ્રમણા અથવા 'ઇલ્યુઝન' માત્ર છે. તેમની આવી વાતનો અર્થ શું હતો, આવો સહજ પ્રશ્ન થાય. તેમના કહેવાનો અર્થ કંઈક એ હતો કે સમય એ કેવળ સાપેક્ષ અને જાણે એકદમ લચીલો કે 'ફ્લેક્સિબલ' ખ્યાલ અથવા વિચાર માત્ર છે. આ રીતે ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્ય વચ્ચેની વિભાજન-રેખા એક ભ્રમણા છે. એથી વાસ્તવિકતા આખરે તો કાલાતીત અથવા સમયથી નિરપેક્ષ છે.

આ વિશેષ સમજાવવા આઇન્સ્ટાઇનના નામે જ એક દાખલો અપાય છે. જો એક માણસ તેના પ્રિય પાત્ર સાથે એક કલાક બેસે છે તો એ કલાક તેને એક મિનિટ કરતાં પણ નાનો લાગે છે, પરંતુ તે જ માણસને ગરમ સ્ટવ પર અથવા તેની સાવ નજીક એક મિનિટ માટે પણ બેસવાનું કહો તો એ તો તેના માટે કોઈ પણ કલાક કરતાં વધુ લાંબી ઘટના થઈ પડે છે! આનું નામ એ સાપેક્ષતા.

આમ પણ સમય અથવા અવકાશની સાપેક્ષતાને સમજવાં બહુ મુશ્કેલ વાત નથી. આપણા સહુનો એક સ્વાભાવિક અનુભવ છે કે આપણે માનો કે કોઈ રેલગાડી અથવા બીજા કોઈ વાહનમાં મુસાફરી કરતા હોઈએ તો આપણને એવું લાગે છે કે આપણે તો સ્થિર જ છીએ, પરંતુ આજુબાજુનાં દેખાતાં વૃક્ષો, ઘરો વગેરે આપણી પાસેથી આવીને આગળથી પાછળ ચાલ્યાં જાય છે. અલબત્ત, આપણે સૌ જાણીએ છીએ કે ઘર, વૃક્ષો વગેરે ગતિ કરતાં નથી, પરંતુ આપણે પોતે જ ગતિમાન છીએ, પરંતુ વૃક્ષોને ગતિમાન માનીએ અથવા આપણે પોતાને ગતિમાન કહીએ એ બંને સાપેક્ષવાદના વિજ્ઞાનની દૃષ્ટિએ સમાન વર્ણનો ગણી શકાય છે.

આ વાતને સમજાવતો એક રમૂજી ટુચકો આ પ્રમાણે કહેવાય છે. એક વાર આઇન્સ્ટાઇન પોતાની પ્રિન્સસ્ટન યુનિવર્સિટીથી બોસ્ટન જતા હતા, ત્યારે તેમના ડબ્બામાં કોઈ નવો વિદ્યાર્થી આવ્યો અને તે તેમને ઓળખી ગયો. એટલે તેણે તેમને એવું પૂછ્યું કે સર આ ગાડી પાસે બોસ્ટન ઊભું રહેશે કે કેમ? આઇન્સ્ટાઇને હસીને જવાબ આપ્યો કે અવશ્ય! આમ, ગાડી બોસ્ટન ગામે જાય કે બોસ્ટન ગાડી પાસે આવે એ બંને સાપેક્ષવાદને માટે તો સરખી જ વાત છે.

આવી વાત કરીએ ત્યારે આપણે ત્યાંના મહાતત્ત્વજ્ઞાની શ્રી રમણ મહર્ષિની એક વાત યાદ આવી જાય છે. તેમના પરદેશથી આવેલા એક ભક્તને પાછા ફરવાનું હતું અને તે કહી રહ્યો હતો કે અરે, કાલે તો મારે મોટી મુસાફરી કરવાની છે અને ઘણી તૈયારી કરવાની રહેશે. આવી સઘળી વાતો તે

[અનુસંધાન પૃ. ૧૧૮]



# ત્રીજી બારી

☐ ધર્મેશ ગાંધી

**તે**ણે બંને બારીઓને વારાફરતી બંધ થતી જોયા કર્યું. બદલાઈ રહેલી મોસમનો સુસવાટા મારતો પવન હૉસ્પિટલમાં પ્રવેશી જાય એ પહેલાં જ બાઈએ બારીઓને સ્ટૉપર લગાવી દીધી. ખૂણામાં રહેલી લાકડાની નાનકડી બારી ક્યારેક અડધી ઊઘડતી તો ક્યારેક અફળાઈને બંધ થઈ જતી. અધખૂલી અવસ્થામાં પવનની લહેરખીઓ સામે બાથ ભીડી રહેલી એ નાજુક પાટિયાની બારી તરફ તેનું ધ્યાન ગયું. એક હળવો નિસાસો ઇમર્જન્સી રૂમની બહાર ફરી વળ્યો.

‘‘ઓ બે’ન, તમને કીધું ને...’’ બાઈ દૂરથી તેની સામું જોતાં બોલી, ‘‘એમ દરવાજાને અંઢેલીને ની ઊભા રે’વ. મોટા સાહેબ આવી રેહે તો મને ખીજવાહે. કેહે કે તું હુ ધ્યાન આપે!’’

‘‘પણ બહેન, એક વખત... ખાલી એક વખત જોઈ લેવા દે મારા

દીકરાને.'' તે બંને હાથ જોડીને એકનું એક વાક્ય ત્રીજી વખત બોલી.

''પણ તમે હમજો તો ખરાં! પોયરાના ગળામાં હળિયો પેહી ગેયલો. તણ કલાક ઓપરેશન ચાઈલુ. ડૉક્ટર સાહેબ અમણા જ ગીયા. અ'વે હુવા દેવ એને ની તો...''

બાઈએ અધૂરા છોડેલા વાક્યનો મર્મ તે પોતે સમજી શકતી હતી, પણ તેનું હૃદય નહિ. નજીકથી પસાર થઈ રહેલો એક વૉર્ડબૉય તેની સામે જોઈને મલકાયો. પહેલી વખત જાણે કે અહીં કોઈએ તેની સાથે આત્મીય ભાવ દર્શાવ્યો હતો. તેને જરા સારું લાગ્યું. હળવે રહીને તેણે પણ ભારે થઈ ગયેલું માથું હલાવ્યું, પણ એટલામાં ત્યાં પોતું મારી રહેલી બાઈની બાલદી વૉર્ડબૉયના પગમાં ભેરવાતાં તે ગડથોલિયું ખાઈ ગયો. તેણે ફરી એક નિસાસો છોડ્યો. તેના પ્રત્યે આત્મીયતા દેખાડનારે જીવનમાં હંમેશાં પછડાટ જ ખાધી છે. તે આગળ વિચારી ન શકી. મોં બીજી તરફ ફેરવી લઈને આંખો મીંચી લીધી. તેનાં ડૂસકાં સાંભળીને બાઈ તેની નજીક ગઈ. હળવેથી તેનો હાથ પકડીને દબાવ્યો. ''જો બે'ન, મને હો ખબર કે એક માની પીડા હુ ઓ'ય! મારો પોયરો હો તણ વરહ પે'લા અંઇયા જ...'' બાઈના ગળે ડચૂરો બાઝ્યો. ઝટપટ પોતું ફેરવી દઈને તે દબાતા અવાજે બોલી, ''જો હાંભળો, આ પરિસરના તણેવ રૂમ વટાવીને તમે હોસ્પિટલની પાછળની બાજુએ જતાં રેવ. એ બાજુ બધું ઉકરડા જેવું જ છે, પણ તાં છેલ્લી બારીએ, એટલે કે પે'લી, બીજી ને તીજી... એ તીજી બારીમાંથી અંદર જોહો ને તો તમારો પોયરો અલપઝલપ દેખાહે, પણ અવાજ ની કરતાં હેં! ની તો સાહેબ...''

તે ફરીથી વ્યાકુળ થઈ ઊઠી. દીકરાને એક નજર ભરીને જોઈ લેવાની ઉત્કટતા અણધારી રીતે જ પૂરી થઈ રહી હોય એવું લાગ્યું. બાઈએ ચીંધેલી આંગળીની દિશામાં તેણે દોટ મૂકી.

''અરે, પણ હાંભળો. વે'લાં કરજો. કોઈ જોહે તો મારી નોકરી...'' બાઈની દબાયેલી ચીસ તેના કાન સાથે અધકચરી અથડાઈ. ''ને હાચવીને પગ મૂકજો. હવારે વરહાદ પડેલો એટલે ચીકણું ઓહે...''

હૉસ્પિટલની પછીતે આવીને હાંફતાં હાંફતાં તેણે ગંદવાડમાં પગ મૂક્યો. થોડા થોડા અંતરે દીવાલમાં જડાયેલી બારીઓને તે તાકી રહી. ત્રીજી બારી - તેણે ગણગણાટ કર્યો - છેક છેલ્લી!

ઠેરઠેર વિખરાયેલી તૂટેલી બૉટલો અને નકામી થઈ ચૂકેલી સિરિંજોને જોઈને તેને ઊબકા આવવા માંડ્યા. નાનકડા ગામમાં હૉસ્પિટલ જેવું પણ કશુંક હતું એ વાતને જ ગામવાળાઓએ પોતાનું અહોભાગ્ય માની લીધું હતું, માનવું પડ્યું હતું. કચરો તો આખા ગામમાં હતો, હોય એ તો! તેણે બારીઓ

ઉપર ધ્યાન કેન્દ્રિત કરતાં બબડાટ કર્યો. સારું છે ગામમાં આવી એક ભવ્ય કહી શકાય એવી હૉસ્પિટલ તો છે! નહિ તો...

સાઇકલ ઉપર શાળાએ જઈ રહેલા દીકરાને અકસ્માત નડ્યાના ચાર કલાક પછી તેને જાણ થઈ હતી. કોઈએ તેના દફ્તરમાં રહેલી નોટબુકમાં છપાયેલું શાળાનું નામ જોયું હતું. શાળામાં તપાસ કરાવી, ત્યાંથી તેના ઘરનું સરનામું લઈને પટાવાળો બીજાં બધાં કામ પતાવતો પતાવતો તેને જાણ કરવા આવ્યો હતો. બપોરની સાંજ થઈ ત્યારે તેને દીકરાની હાલત વિશે જાણ થઈ. તે દોડતી અહીં આવી પહોંચી હતી.

ઓચિંતી જ તેના પગ તળિયે કચકડાની ટ્રે કચડાઈ ઊઠી. તંદ્રા તૂટી ત્યારે તેના પગ પહેલી બારી આગળ અને નજર એ બારીના અર્ધપારદર્શક કાચ ઉપર સ્થિર થઈ ચૂકી હતી. દીકરો હવે તેનાથી બે જ બારી દૂર હતો. દૂધિયા કાચમાં ચોંટી ગયેલી નજર સામે એક પ્રતિબિંબ ઊપસવા માંડ્યું. કીચડમાં આગળ વધવા મથી રહેલા પગ જડ બની ચૂક્યા હતા. નજર સામે તરવરતું પ્રતિબિંબ ધીમે ધીમે એક આકૃતિનું રૂપ ધારણ કરવા માંડ્યું. પછી એ આકૃતિનો ચહેરો પણ ઊપસ્યો અને અંતે શરીર. એ શરીર અપાર પીડાથી કણસી રહ્યું હોય એમ અમળાઈ રહ્યું હતું, ધમપછાડા કરી રહ્યું હતું. લટકી રહેલા શરીરના ભારથી છતનો પંખો ચીસ પાડી રહ્યો હતો. જીવન અને મરણ વચ્ચે ઝોલા ખાઈ રહેલા શરીરને તે બારી બહારથી તાકી રહી. વર્ષો પહેલાં પણ એક લાચાર, નિ:સહાય બાળકી માત્ર બારીમાંથી તાકી જ શકી હતી. પિતાના થાકેલા શરીરને કમરાની અંદર તે કાયમ માટે ખામોશ થતું જોઈ રહેલી.

તેને યાદ આવ્યું, એક વખત પોતાના ફાટેલા ફ્રૉકના કાણામાં આંગળી નાખતાં તેણે પિતાને પૂછ્યું હતું, ''પપ્પા, આપણે ગરીબ કહેવાઈએ?''

પપ્પાએ આછું સ્મિત રેલાવ્યું હતું. કદાચ એ સ્મિતનો મતલબ હકારમાં હતો.

''શું એટલા ગરીબ કે દિવાળી ઉપર પણ એક નવું ફ્રૉક ન લઈ શકીએ?'' તેણે ફરી પૂછ્યું.

પિતાએ તેના માથે હાથ ફેરવ્યો. ''લઈ જ શકીએ ને!'' ઘણું બધું કહેવા માગતા હતા કદાચ, પણ એટલું જ બોલી શક્યા હતા કે, ''આ દિવાળીએ નવું ફ્રૉક, નવા સૅન્ડલ, નવો કંપાસ, બધું જ નવું આવશે ને બહુ બધી મીઠાઈઓ પણ...'' પછી તો, પપ્પાએ વચન આપ્યું હતું એ મુજબ ઘરમાં ઘણુંબધું નવું નવું આવતું રહ્યું. સાચી વાત તો તેને ત્યારે સમજાઈ હતી જ્યારે પપ્પા મૃત્યુ પામ્યા. જેમ જેમ તેની ઉંમર વધતી ગઈ તેમ તેમ લોકોનું કહેવું સમજાતું ગયેલું - દીકરીને ખુશ રાખવા માટે બાપાના માથે દેવું થઈ ચૂક્યું હતું ને

દેવું ભરપાઈ ન થતાં છેવટે...

તેને ખુશ રાખવાની જવાબદારીનો ભાર કદાચ પપ્પા જીરવી ન શક્યા. ઘરનું બારણું અંદરથી સજ્જડ રીતે વાસી દઈને તેમણે પોતાના ગળામાં દોરડું વીંટાળી દીધું. પવનમાં ઉઘાડ-બંધ થતી બારીમાંથી તે પપ્પાને પ્રાણ છોડતા જોઈ રહેલી, સાવ શૂન્ય બની જઈને. પછી ઓચિંતો જ પવનનો સુસવાટો આવ્યો ને બારી અફળાઈને વસાઈ ગઈ, કાયમ માટે. એ બારી પછી ક્યારેય ખૂલી જ નહિ.

હૉસ્પિટલની પછીતની કાચની બારીએ ઉપસાવેલો પપ્પાનો અસ્પષ્ટ ચહેરો ફરી એક કોરી આકૃતિ બનવા માંડ્યો. પછી એ આકૃતિ એક ધૂંધળું પ્રતિબિંબ. આખરે એ પ્રતિબિંબ પણ ધીમે ધીમે તેની આંખોનાં ઝળઝળિયાંમાં ઓઝલ થઈ ગયું. ફરી એક બાળકી, પાછળ છૂટી ગયેલી પપ્પાની દુનિયામાંથી ફંગોળાઈને માના સ્વરૂપે દીકરાના વાસ્તવિક વિશ્વમાં પ્રવેશી. વર્ષો પહેલાં પપ્પાનું ગળું રૂંધી ચૂકેલું દોરડું જાણે કે તેના ગળા ફરતે ભીંસ વધારી રહ્યું હતું. ગૂંગળામણ વધવા માંડી. તેણે પોતાના ગળા ઉપર હાથ ફેરવ્યો. ઇમર્જન્સી રૂમમાં પોતાનું ગળું ફાડીને સૂઈ રહેલા દીકરાનો ચહેરો જોવા ફરી તે ઉતાવળી બની. પહેલી બારી વટાવી જઈને તેણે લપસણી જમીન ઉપર ઝડપભેર પગ ઉપાડવા માંડ્યા. છેલ્લી બારી સુધી પહોંચવા માટે હજી એક બારી પસાર કરવાની હતી, વચલી બારી.

યશને ભણવાનો ખૂબ જ શોખ હતો. તેના મનમાંથી નાનકડા યશની મોટી મોટી વાતો નીકળતી ન હતી. તે ઘણી વખત કહેતો, ''મમ્મી, મને શાળાએ જવું બહુ બહુ ગમે.'' તે માત્ર સાંભળ્યા કરતી.

''ચાલતા જવાનો તો મને જરાયે કંટાળો નથી આવતો,'' યશ બોલ્યો હતો, ''પણ સાચવી સાચવીને રસ્તા ઓળંગવામાં રોજ મોડું થઈ જાય છે. મને નથી ગમતું.'' દીકરાની ખુશી તેને માથે જ તો હતી, તે વિચારતી! ઉછીના લાવીને ભેગા કરેલા પૈસાથી યશને સાઇકલ લઈ આપી. નહિ લઈ આપી હોત તો નહિ ચાલત? તેણે પોતાની જાતને ટોકતો નિસાસો નાખ્યો. ખુદને ગંદવાડથી બચાવતી તે આગળ વધી રહી હતી. જેટલી બને એટલી ઝડપથી તે બીજી બારી પાસે જઈ પહોંચી. જાણે કે દરેક બારી તેના જીવનની કમજોરી બની ચૂકી હતી. તેનાથી બારીના કાચમાં નજર નખાઈ ગઈ, અનાયાસે જ!

''એ ચાલ રે અ'વે, જલદી કર. વખત પૂરો થીયો તારો.'' વૉર્ડન આવીને બારીના સળિયા ઉપર સીસમનો દંડો ફટકારી ગયો હતો. તે અપલક તેના પતિને જોઈ રહેલી. તેને પણ ખબર હતી કે આ છેલ્લી જ મુલાકાત છે. તેની આંખોમાં પતિની ઝૂકી ગયેલી આંખોનો

ભાર વર્તાઈ રહ્યો હતો. ''તારા ખાતર જ, રાધિકા...'' તેણે પતિની ડૂબતી આંખોમાં ફેલાઈ રહેલા અંધકારનો મર્મ કાઢવાની કોશિશ કરી હતી.

હૉસ્પિટલની પછીતની વચલી બારીના અર્ધપારદર્શક કાચમાં તે તાકી રહી. તેને જેલની બારી દેખાઈ રહી હતી. બારીના ત્રણ સળિયા. દરેક સળિયા ઉપર લાગેલો વરસો પુરાણો કાટ.

''આ નવા વરસે તને સોનાનો હાર કરી આપીશ, જોજે તું!'' પતિએ કહ્યું હતું. પણ પતિને શું એ વાતની જાણ નહિ હોય કે મજૂરી કરીને માત્ર બગસરાનું મંગળસૂત્ર થાય, સોનાનો હાર નહિ! ખબર જ હશે ને! એથી જ તો તે રાતોરાત પૈસાનો ઢગલો કરવા જુગારની લતે ચઢ્યો, પણ જીતવાની લાલસાએ જ તેને હરાવ્યો. તે હારતો રહ્યો, હંમેશાં હારતો જ રહ્યો. આખરે માણસ હારનો ભાર ક્યાં સુધી જીરવી શકવાનો હતો! તેની આંખમાં છલકાઈ ઊઠેલી લાચારી આંસુ બનીને ટપકી પડે એ પહેલાં જ...

''એ ચાલ ચાલ અ'વે... આંહા પાડવાવાળી!'' વૉર્ડને ફરી ઘાંટો પાડ્યો. ''તારા વરે કતલ કઈરુ છે, કતલ! જીવ લીધો છે. એટલું બધું જીવવાનું વા'લુ લાગતું ઉતું તો પેલાને હુ લેવા માઈરો? દારૂ જીરવાતો ની ઓ'ય તો હું ખાવા પોટલી પર પોટલી ઢકેલતો ઉતો? પીયને બાઈઝા અહે બંને, ને ઘોચી ઘાઈલો ચપ્પુ. અવે લટકહે ફાંહીએ, બીજું હું!''

જેલની બારીમાંથી તે અંદર તરફ તાકી રહેલી. પતિનું શરીર ફાંસીના માંચડે લટકી રહ્યું હોય એવો ભાસ થઈ આવેલો. ભાસ વળી કેવો, હકીકત જ તો! ચાર દિવસ પછી એ જ તો થવાનું હતું! પતિનું લટકતું, તરફડતું શરીર તેણે લાચારીથી જોયા કર્યું હતું. પતિ હંમેશ માટે અંધકારમાં ઓગળી જાય એ પહેલાં જ ધડાકાભેર બારી બંધ થઈ ગયેલી.

તેની જિંદગીમાં આવનારા ત્રણેય પુરુષો વિશે તે વિચારી રહી. પિતા દુઃખનાં દેવાંમાં ગુજરી ગયા, પતિ સુખની લાલસામાં... હવે દીકરો જીવન-મરણ વચ્ચે ઝોલા ખાઈ રહ્યો હતો. યશ કહેતો, ''મમ્મી, હું મોટો થઈને તને ખૂબ જ ખુશ રાખીશ. બધું જ લાવી આપીશ હોં! નવી સાડી, નવી ગાડી ને બહુ બધી ચોપડીઓ, કબાટ ભરીને... તને વાંચવાનો બહુ શોખ છે ને!''

''મારે કશું નથી જોઈતું, બેટા!'' તેણે યશના માથે હાથ ફેરવ્યો હતો, જાણે કે તેના માથા પરનો નકામો ભાર હળવો કરવા મથતી ન હોય! ''તું હજી તો સાતમામાં છે. અત્યારથી એવી ચિંતા ન કરાય. બસ, તું આગળ ભણતો રહે, આગળ વધતો રહે એમાં જ મારી ખુશી.''

ગરદન ઝાટકીને તેણે દૂધિયા કાચની બારી તરફથી નજર ફેરવી લીધી. એ

ત્રીજી બારી તરફ અધીરતાથી આગળ વધવા માંડી. ઓચિંતો જ તેના પગમાં કાચ ખૂંપી ગયો. મોં અને હૃદયમાંથી ચિત્કાર નીકળી ગયો. લપસણી જમીન ઉપર તે અત્યંત સાવધાનીથી ચાલી રહી હતી. છતાં પગ ઘવાયો હતો, પણ એમાં કાચનો ક્યાં કશો વાંક હતો! કચરો તો એની જગ્યાએ જ પડ્યો હતો. એ પોતે આ ગંદવાડમાં પ્રવેશી હતી, પોતાની મરજીથી. કદાચ એના નસીબમાં જ ઘાયલ થવાનું લખાયું હશે! ખોડંગાતી ચાલે એ ત્રીજી અને આખરી બારી આગળ આવી પહોંચી. અહીં પહોંચતાં સુધીમાં તે હાંફી ગઈ હતી.

પણ આ શું? તેના મસ્તિષ્કમાં શાનો તીવ્ર સળવળાટ થઈ રહ્યો હતો? શું તે પોતે અપશુકનિયાળ હતી? તેના તરફ લાગણી દેખાડનારા હંમેશાં દૂર જ થતા ગયા હતા. નહિ, નહિ! એવું તે કંઈ હોય! હોય જ ને, કેમ નહિ હોય! જેણે જેણે તેને ખુશ રાખવાની જવાબદારી ઊઠાવી તે દરેક... અરેરે! હવે! દીકરાને અલપઝલપ જોઈ લેવાની તેની તાલાવેલી ઓચિંતી જ ટૂંટિયું વાળવા માંડી. તે પોતે પણ જાણે કે પોતાનામાં જ સંકેલાવા માંડી. ગરદન ઝૂકવા માંડી. ત્રીજી બારીની લગોલગ ઊભેલી હોવા છતાં તેનાથી નજર ઊંચકી ન શકાઈ. પાંપણો કોઈક પરિચિત બોજ હેઠળ દબાઈ ગઈ હતી કે પછી કોઈક અજ્ઞાત ડર? જો એ બારીની પેલી પાર જોશે તો... ઓહ્‌હ! નહિ, નહિ! તેની આંખો આપોઆપ જ મીંચાઈ ગઈ, સજ્જડતાથી. બંને હાથે માથું પકડીને તે જાણે કે ક્ષિતિજમાં ફંગોળાવા માંડી. બંધ આંખો સામે આખું બ્રહ્માંડ ચકરાવો લઈ રહ્યું હતું. ચોમેરથી અસંખ્ય બારીઓ અફળાઈ રહી હોવાનો અવાજ આવી રહ્યો હતો. વિશાળ અવકાશી પિંડોના પ્રચંડ ધમાકાઓ પછી એકાએક અંધકાર છવાઈ ગયો. શૂન્યાવકાશ. બીજી જ ક્ષણે તેનું શરીર જાણે કે પોતાનું અસ્તિત્વ ખોઈ બેઠું. તે ગંદવાડમાં પટકાઈ.

ચહેરા ઉપર ઉકેલી ન શકાય એવા અસંખ્ય ભાવોનો બોજ લઈને એક નર્સ તેની તરફ દોડતી આવી રહી હતી. ‘‘ઓ બે’ન... સાંભળજો... ઓ બે’ન...’’ નર્સની બૂમો હૉસ્પિટલની પછીતની મૂર્છા ઉડાડી મૂકે એવી હતી.

પણ તેના તો કાન સૂમ મારી ગયા હતા. અવાજનો એક અણુ પણ એમાં પ્રવેશવા માટે આનાકાની કરી રહ્યો હતો. જો આંખો એકાદ ક્ષણ માટે ઊઘડી હોત તો તે જોઈ શકી હોત કે નર્સની આંખોમાં એક પ્રતિબિંબ ઊપસી રહ્યું હતું. ઇમર્જન્સી રૂમ સામેની કલાકોથી અફળાઈ રહેલી નાનકડી બારીનું પ્રતિબિંબ. ઊઘડવાની કોશિશ કરી રહેલી એની આંખો જાણે કે પવન સામે બાથ ભીડી રહેલી બારી બની ચૂકી હતી.





# યુવાલ નોઆહ હરારીના વિચારોની વર્તમાન સમયમાં યથાર્થતા

☐ બટુકદાસ નિમાવત

**પ્રો.** યુવાલ નોઆહ હરારી એક પ્રસિદ્ધ ઇતિહાસકાર, ચિંતક તેમ જ લેખક છે. તેમની કેટલીક કૃતિઓ વિશ્વપ્રસિદ્ધ બની ચૂકી છે. તેમનાં પુસ્તકોના ૬૫ જેટલી ભાષામાં અનુવાદો થયા છે અને સાડાત્રણ કરોડ જેટલાં પુસ્તકોનું વેચાણ થઈ ગયું છે. તેઓ વર્તમાન સમયના સુપ્રસિદ્ધ બૌદ્ધિક તેમ જ માનવ ઇતિહાસના સંશોધક છે. તેમની પ્રસિદ્ધ કૃતિઓ નીચે પ્રમાણે છે.

૧. સેપિયન્સઃ એ બ્રીફ હિસ્ટરી ઑફ હ્યુમન કાઇન્ડ

૨. હોમો ડ્યુઇસઃ એ બ્રીફ હિસ્ટરી ઑફ ટુમોરો

૩. ટ્વેન્ટિવન લેસન્સ ફોર ટ્વેન્ટી ફર્સ્ટ સેન્ચુરી

યુવાલ હરારીનો જન્મ ઇઝરાયલમાં ૧૯૭૬માં થયો હતો. તેમણે ઑક્સફર્ડ યુનિવર્સિટીમાંથી પીએચ.ડી.ની ડિગ્રી મેળવી છે. હાલમાં તેઓ જેરુસાલેમની હિબ્રૂ યુનિવર્સિટીમાં ઇતિહાસ વિભાગના અધ્યાપક છે. ૨૦૧૯માં હરારી તથા તેના ગે (સજાતીય સંબંધ ધરાવતા) મિત્ર ઇત્ઝીક યાહવ સાથે Sapienshipની સ્થાપના કરી છે. આ સંસ્થાનો હેતુ આજના વૈશ્વિક પ્રશ્નો અંગે લોકો સાથે ચર્ચા કરીને પડકારોનો સામનો કરવા જાગ્રત કરવાનો છે.

હરારી વિશ્વભરમાં મહત્ત્વના વિષયો પર ચર્ચા કરી ચૂક્યા છે. ફેસબુકના સીઈઓ માર્ક ઝુકરબર્ગ સાથે તેમણે ભાવિ ટેક્નોલૉજી તથા ભાવિ સમાજની ચર્ચા કરી હતી. હરારી જગતના ઇતિહાસના સંશોધક તેમ જ ઊંડા અભ્યાસી છે. Sapiens: A Brief History of Human Kindનું પ્રકાશન ૨૦૧૪માં થયેલું. આ ગ્રંથનું વેચાણ ૨.૧ કરોડ નકલ જેટલું થયું છે. બરાક ઓબામા, બિલ ગેટ્સ, નટાલી પોર્ટમેન તેમ જ વિશ્વભરના મહાન નેતાઓ, ચિંતકો આ પુસ્તકના પ્રેમી છે.

૨૦૧૬માં તેમનું બીજું પુસ્તક Homo Deus: A Brief History of Tomorrow પ્રકાશિત થયું છે, જેમાં માનવજાતના ભાવિની તેમ જ માનવના દેવત્વની વાત કરવામાં આવી છે. આપણે ત્યાં શ્રી અરવિંદે અતિમનસની વાત કરેલી, જેમાં માનવની દેવત્વ તરફની યાત્રાની વાત છે. હરારી વિજ્ઞાન, તેમ જ કૃત્રિમ બુદ્ધિ (Artificial Intelligence) દ્વારા ભવિષ્યમાં માનવજાતમાં જે પરિવર્તન આવવાનું છે એની વાત કરે છે.

હરારીને કેટલાંય પારિતોષિકો તથા સન્માન મળી ચૂક્યાં છે. બ્રસેલ્સની યુનિવર્સિટીએ ૨૦૨૦માં તેમને માનદ ડૉક્ટરેટની પદવી આપી છે. હરારી જગતભરનાં પ્રસિદ્ધ સ્થળોએ પ્રવચનો આપે છે અને તેમના લેખો 'ગાર્ડિયન', 'ફાઇનેન્શિયલ ટાઇમ્સ', 'ન્યૂ યૉર્ક ટાઇમ્સ' અને 'વૉલસ્ટ્રીટ જર્નલ'માં છપાય છે. ૨૦૨૦માં તેમણે કોરોના વાઇરસ બાબતે કેટલાક મૌલિક વિચારો વ્યક્ત કર્યા છે, જે સૌ માટે પ્રેરક છે.

હરારીના કેટલાક મહત્ત્વના વિષયો પરના વિચારો અત્રે સંક્ષિપ્તમાં અભિવ્યક્ત કરેલા છે.

સેપિયન્સમાં હરારી કહે છે કે માનવ ઇતિહાસ સર્જાયો ન હતો ત્યારે પણ માનવો હતા. માનવજાત પ્રથમ વખતે અઢી મિલિયન (૨૫ લાખ) વર્ષ પહેલાં અસ્તિત્વમાં આવેલી. માનવજાતની જ્ઞાનાત્મકતાએ તેને પ્રગતિશીલ બનાવ્યો. માનવજાતમાં પરસ્પરના સહકારનો પણ તેના વિકાસમાં બહુ મોટો ફાળો

રહ્યો છે. હરારી કહે છે કે આજે પણ વૈશ્વિક સહકાર અનિવાર્ય છે. કોવિડ-૧૯ બાબતે હરારી કહે છે કે આ મહામારી વૈશ્વિક છે અને એથી વૈશ્વિક એકતા તથા સહકાર અંત્યત જરૂરી છે.

માનવજાતમાં જ્ઞાન, કલ્પનાશક્તિ ભરપૂર પ્રમાણમાં છે અને એથી માનવ સર્વોચ્ચ પ્રાણી બની શક્યો છે. વિજ્ઞાન અને ધર્મ પરસ્પર વિરોધી નથી. ભગવાન બુદ્ધ તર્કબદ્ધ હતા અને તેમણે કહેલી વાતો તર્કસંગત છે. હરારી તેમનો ઉલ્લેખ કરતાં કહે છે કે ૨૧ વર્ષની વયે તેમણે તેમના રાજમહેલ, પત્ની તથા સંતાનને ત્યાગીને સત્યની શોધ શરૂ કરી હતી. તેઓ ઉત્તર ભારતમાં પ્રવાસ કરતા રહ્યા અને સંન્સાયીઓના આશ્રમોની મુલાકાતો લેતા રહ્યા. માનવજાતને દુઃખમાંથી વિમુક્ત કરવાનો ઉકેલ તેઓ સતત શોધતા રહ્યા. તેઓ જીવનનો અર્થ, સાર તેમ જ માનવપીડાનાં કારણો શોધવા ધ્યાન કરવા લાગ્યા. અંતે તેમને એ વાત સમજાઈ કે માનવવેદના માત્ર સામાજિક અન્યાય, દૈવી-શિક્ષા કે કમનસીબીને કારણે નથી જન્મતી, પરંતુ માનવ મન અને તેના વર્તન દ્વારા પેદા થાય છે.

ગૌતમ બુદ્ધનો કહેવાનો મતલબ એ હતો કે મન જ ઝંખનાઓ, અસંતોષ અને નિષ્ફળતાના ડરથી પીડાય છે.

મનમાં જ્યારે કંઈક તકલીફ થાય ત્યારે આ તકલીફ સત્વરે દૂર થાય એવી ઝંખના જાગે છે. મનમાં જ્યારે કંઈક આનંદ થાય ત્યારે આનંદની ઝંખના પ્રબળ બને છે. આમ મન હંમેશાં અસંતુષ્ટ અને બેચેન રહે છે. મનમાં આવેલું દુઃખ દૂર કરવાની ઝંખના અને મનમાં આવેલો આનંદ જતો ન રહે એવી ઝંખના વાસ્તવમાં સુખની જગ્યાએ દુઃખ જ લાવે છે. ગૌતમ બુદ્ધે કહેલું કે આ એક વિષચક્ર છે. તકલીફ, વેદના અને સુખને તટસ્થ રીતે જોવાથી પીડા થતી નથી. દુઃખ કે સુખ સાથે ઝંખના ન જોડાય તો સુખ કે દુઃખને તટસ્થભાવે જોઈ શકાય.

ગૌતમ બુદ્ધના વિચારો એકદમ પ્રૅક્ટિકલ હતા. તેઓ આધ્યાત્મિક પુરુષ હતા, પરંતુ તેમના મતે ધર્મ/ધમ્મ પ્રકૃતિનો વૈશ્વિક નિયમ છે. પીડા જન્મે છે ઝંખનામાંથી એ વાત વિજ્ઞાન તેમ જ મનોવિજ્ઞાન ૧૦૦% સ્વીકારે છે. ઈશ્વરમાં માનવાની બાબતે ભગવાન બુદ્ધ આગ્રહી હતા નહીં. બૌદ્ધ ધર્મ ઈશ્વરના અસ્તિત્વનો ઇનકાર કરતો નથી, પરંતુ માત્ર ઈશ્વરમાં શ્રદ્ધા રાખવાથી વેદનાને જડમૂળથી હટાવી શકાતી નથી. એનો એક જ ઉપાય છે, દુઃખનો સ્વીકાર અને ઝંખનાનો ત્યાગ.

યુવાલ હરારી કહે છે કે આધુનિક વિજ્ઞાન માનવને રોગમુક્ત બનાવવાનો પ્રયાસ કરે છે અને માનવજીવનને દીર્ઘાયુ બનાવવાનો સતત પ્રયત્ન કરે છે. ઔદ્યોગિકક્રાંતિએ માનવજાતને

ટાઇમટેબલમાં ગોઠવી દીધી છે. બધા માત્ર સમયના આધારે જીવવા લાગ્યા છે. શાળાઓ, દુકાનો, ફૅક્ટરીઓ, ટ્રેનો બધાં ટાઇમટેબલ સાથે જોડાયેલાં રહે છે. હવે તો ઘડિયાળો, મોબાઇલ, ફોન, મોટરકાર સતત સમય દર્શાવે છે. માઇક્રોવેવ ઓવનમાં સમય આધારિત રાંધણ-કાર્ય કે ઠંડી વસ્તુને ગરમ કરવામાં આવે છે. ત્રણ મિનિટ ટૂથબ્રશ કરાવતા ઇલેક્ટ્રિક ટૂથબ્રશ હવે તો ઉપલબ્ધ છે. વૉકિંગનાં પગલાં (steps) તેમ જ સમય દર્શાવતી ઘડિયાળ તેમ જ Pedometer નામની ઍપ પણ ઉપલબ્ધ છે. આમ વિજ્ઞાનની આપણા જીવન પર બહુ મોટી અસર થઈ છે. એના લાભો તેમ જ ગેરલાભો સ્પષ્ટપણે દેખાવા લાગ્યા છે. એનું માનવજીવન વિજ્ઞાન આધારિત બનતાં કૃત્રિમતાસભર બની ગયું છે. માનવ પ્રકૃતિથી વિખૂટો પડવા લાગ્યો છે.

એ હકીકત છે કે ભૂતકાળમાં ઘવાયેલી વ્યક્તિ ઇન્ફેક્શનનો ભોગ બની જતી હતી. ઍન્ટિબાયોટિક આવતાં આ તકલીફ સરળતાથી દૂર કરી શકાઈ છે. લાયનહાર્ટ નામના રાજવીને પણ ખભામાં ઇન્ફેક્શન થયેલું અને તેઓ ઇન્ફેક્શન દ્વારા થયેલા ગેન્ગ્રીનથી મરણ પામેલા. હવે ઍન્ટિબાયોટિક, સર્જરી એનો ઉપાય છે. આજથી ૭૦-૮૦ વર્ષ પહેલાં માનવોની સરેરાશ ઉંમર ૨૫થી ૪૦ વર્ષની હતી. હવે એ સમગ્ર વિશ્વમાં ૬૭ની આસપાસ છે. જાપાન જેવા દેશમાં તો સરેરાશ ઉંમર ૮૦ની આસપાસ છે. નેનોટેક્નોલૉજીના નિષ્ણાતો બાયોનિક ઇમ્યુન સિસ્ટમ વિકસાવી રહ્યા છે. કૅન્સર જેવા ખતરનાક દર્દમાં પણ કૅન્સરગ્રસ્ત કોષોનો કિમોથેરપી દ્વારા નાશ કરવામાં આવે છે.

હરારી કહે છે કે ૨૦૫૦ સુધીમાં તો માનવજાતને ઘણા બધા રોગોમાંથી મુક્ત બનાવી a-mortal બનાવી દેવામાં આવશે. માનવ ભલે અમર ન બને પણ મોટાભાગના રોગોમાંથી તો માનવજાત બચવા લાગશે એ હકીકત છે. અલબત્ત, અકસ્માતો, મારામારી, હિંસા, યુદ્ધ દ્વારા થતાં મૃત્યુ વિજ્ઞાન દ્વારા અટકાવી શકાશે નહીં.

૧૮મી સદીની શરૂઆતથી ઉદારમતવાદ, નારીવાદ તથા સમાજવાદને પુનઃજન્મમાં રસ નથી રહ્યો. હજુ આધુનિક સમયમાં પણ મૃત્યુનો રાષ્ટ્રવાદમાં અગત્યનો ફાળો ગણવામાં આવે છે. રાષ્ટ્ર માટે મૃત્યુ પામનાર વ્યક્તિ લોકોની સ્મૃતિમાં સતત રહ્યા કરે છે એમ બધા લોકો મોટેભાગે માનતા હોય છે. એ રાષ્ટ્રવાદ અંગે પણ ચર્ચા ચાલતી રહે છે. વિજ્ઞાન રાજકીય, આર્થિક તેમ જ ધાર્મિક ધ્યેયોમાં પણ મદદ કરે છે એમ માનવામાં આવે છે.

દશ હજાર વર્ષ પહેલાં ઘઉંને જંગલી ઘાસ ગણવામાં આવતું હતું. અત્યારે વિશ્વભરમાં ઘઉંનો માનવજાતના આહારમાં મોટો ફાળો છે. જગતમાં હાલ

ઘઉં ૨૨.૫ લાખ ચોરસ કિલોમીટર કૃષિને આવરી લે છે. દશ હજાર વર્ષ પહેલાં સેપિયન્સ શિકાર અને ખોરાક એકત્રિત કરવામાં રત રહેતા હતા. કૃષિક્રાંતિ પછી સમગ્ર વિશ્વનું ચિત્ર બદલાઈ ગયું છે. ઘઉં ઉગાડવામાં પાણીની જરૂર પડે છે અને એથી માનવજાત નદી, ઝરણાં, કૂવા અને ભૂમિગત જળનો ઉપયોગ કરવામાં કાર્યરત રહે છે.

છેલ્લાં ૨૦૦ વર્ષ દરમિયાન કૃષિમાં ટ્રૅક્ટર, રાસાયણિક ખાતર, જંતુનાશક દવાઓ જેવી ઔદ્યોગિક ચીજો વપરાવા લાગી છે. કૃષિમાં ઉત્પાદન મોટા પ્રમાણમાં વધ્યું છે અને ગાય, ભેંસ જેવાં પ્રાણીઓ દ્વારા પ્રાપ્ત થતા દૂધનું ઉત્પાદન પણ ઘણું વધ્યું છે.

ભૂતકાળમાં નાણાં હતાં નહીં, પરંતુ ખાદ્ય પદાર્થ અને અન્ય ચીજોનો ઉપયોગ નાણાંની જેમ barter (આપ-લે) પ્રથામાં થતો હતો. મેસોપોટેમિયામાં ચાંદીના સિક્કા નહીં, પરંતુ ચાંદી નાણાં તરીકે ઈ.સ.પૂર્વે ત્રણ હજાર વર્ષના મધ્ય ભાગમાં વપરાવા લાગ્યા હતા. ચાંદીના આ ઉપયોગ બાદ સોનું પણ નાણાં તરીકે વપરાવા લાગેલું. આજે નાણાં ઇલેક્ટ્રોનિક ડેટા ગણી શકાય. અત્યારે જગતમાં કુલ નાણાં ૬૦ ટ્રિલિયન ડૉલર છે. એમાંના નેવું ટકા નાણાં કૉમ્પ્યુટર સર્વર પર છે. હવે નાણાંનો રોકડમાં વપરાશ ઘટવા લાગ્યો છે. આ વ્યવસ્થાએ બહુ મોટો બદલાવ સર્જ્યો છે.

હજારો વર્ષથી ચિંતકો, તત્ત્વજ્ઞાનીઓ અને સંતો નાણાંને અનિષ્ટનું મૂળ ગણતા હતા. હવે નાણાં એક વિશ્વાસપ્રથા છે, જેનાથી સાંસ્કૃતિક અંતરમાં એ સેતુ તરીકે કામ કરે છે. એમાં ધર્મ, જાતિ (gender), મહાજાતિ (race), ઉંમર જેવા ભેદો ઘટ્યા છે. આમ હરારીના મતે નાણાં કોઈ અનિષ્ટ નથી, પરંતુ માનવસંસ્કૃતિના વિકાસનું ઉદાહરણ છે.

હરારીએ કોવિડ-૧૯ અંગે ઘણું ચિંતન કરેલું છે અને એના વિશે ખૂબ જ અસરકારક રજૂઆતો કરેલી છે. તેના મતે કોવિડ-૧૯ સૌથી ભયંકર મહામારી ગણી શકાય નહીં. ૧૯૧૮-૧૯માં ફ્લૂની અસર કોવિડ-૧૯ કરતાં પણ વધારે ખતરનાક હતી. આવી જ રીતે AIPSમાં પણ લાખો લોકો મરણ પામેલા. ૧૩૩૭ અને ૧૩૫૧માં યુરોપમાં પ્લેગ દ્વારા એના ચેપ લાગેલા લોકોમાંથી અડધાની આસપાસ મરણ પામેલા. ફ્લૂને કારણે ૧૯૧૮માં કેટલાક દેશોમાં ૧૦% જેટલાં મોત થયેલાં. આ રોગો સાથે સરખાવીએ તો કોવિડ-૧૯માં ચેપ લાગેલા લોકોમાંથી પાંચ ટકા કે એનાથી પણ ઓછાં મૃત્યુ થયેલાં છે.

ભૂતકાળમાં વિજ્ઞાન કે ટેક્નોલૉજીનો આજ જેટલો વિકાસ થયો ન હતો. યુરોપમાં જ્યારે Black Death (પ્લેગ)ની મહામારી આવી ત્યારે લોકો સાવ લાચાર હતા અને આ મહામારી સામે

લડવાના કોઈ ઉપાયો જ ન હતા. આમ જોઈએ તો આજના સમયમાં કોવિડ-૧૯ સામે લડવાના ઉપાયો મળવા લાગ્યા છે. વેક્સિન પ્રમાણમાં જલદી બની ગઈ અને ભારતમાં પણ એના બે ડોઝ સારા પ્રમાણમાં અપાઈ ગયા છે. WHOની ગાઇડલાઇન પણ મોટા પ્રમાણમાં સલામતી આપી શકે છે. મીડિયામાં ઘણીવાર બિનજરૂરી અને ખોટી વાતો ફેલાવવામાં આવે છે, જે સમાજ માટે નુકસાનકારક છે. કોવિડ-૧૯ દ્વારા રાજકીય તેમ જ આર્થિક ક્રાઇસિસ (કટોકટી) ઊભી થઈ હતી એ હકીકત છે.

હરારી એક વાત બહુ ભારપૂર્વક કહે છે કે જગતમાં બધા દેશોએ એકબીજાને સહકાર આપવો જરૂરી છે. ચીન અમેરિકાને કેટલાક મહત્ત્વના પાઠો ભણાવી શકે છે. ચીન અમેરિકામાં તેના નિષ્ણાતોને મોકલીને મદદરૂપ થઈ શકે છે. હરારીના મતે માહિતી વિવિધ દેશોમાં શૅર કરવાની અગત્યની બાબત છે. આ વૈશ્વિક મહામારી દરમિયાન આંતરરાષ્ટ્રીય સહકાર સમગ્ર વિશ્વની નૈતિક ફરજ છે.

હરારી કહે છે કે કેટલાક લોકો કોવિડ-૧૯ને મહાયુદ્ધ ગણે છે. આ વાત અયોગ્ય છે, કારણ કે કોવિડ-૧૯ યુદ્ધ નથી, પરંતુ હેલ્થકેરની કટોકટી છે. આમાં માનવ-શત્રુઓનો નાશ કરવાની વાત નથી, પરંતુ લોકોની કાળજી લેવાની વાત છે. યુદ્ધમાં રાઇફલ સાથે લડનાર સૈનિક હોય છે, જ્યારે કોવિડ-૧૯માં વાઇરસ સામે લડનાર ડૉક્ટરો, નર્સ, વૈજ્ઞાનિકો છે. હરારી કહે છે કે આંતરરાષ્ટ્રીય સહકાર અને સંવાદિતા વિના આ વાઇરસ સામે લડવું અશક્ય છે. જ્યાં સુધી આ વાઇરસ જગતમાં ક્યાંય પણ ફેલાતો રહે, તો એ ગમે ત્યાં ફરીથી આવી શકે છે. સૌથી ખતરનાક બાબત તો એ છે કે વાઇરસ બદલાતો (mutate) રહે છે. એથી આપણી જાતને બચાવવાની એક જ રીત છે, સમગ્ર માનવજાતને બચાવવામાં મદદ કરવી. હરારી એમ પણ કહે છે કે આર્થિક કટોકટીમાં ભોગ બનનાર દેશોને ધાર્મિક દેશોએ મદદ કરવી જોઈએ.

હરારી કહે છે કે દરેક કટોકટી વાસ્તવમાં તો નવી તક હોય છે. આ મહામારીમાં લોકોને એ વાતની પ્રતીતિ થાય છે કે વૈશ્વિક એકતા આ મહામારીથી બચવા માટે અનિવાર્ય છે. વૈશ્વિક સહકાર માત્ર કોરોના વાઇરસથી જ માનવજાતને નહીં બચાવે, પરંતુ ક્લાઇમેટ ચેન્જ અને અણુ-યુદ્ધથી પણ બચાવશે.

હરારીના વિચારો વર્તમાન સમયમાં ખૂબ જ ઉપયોગી થાય એવા છે. આ ચિંતકના સકારાત્મક વિચારો તેમની માનવજાતને મળેલી મૂલ્યવાન ભેટ છે.

❑❑❑



સ્વ. અંબાલાલ દાજીભાઈ શુક્લ, જન્મ: ૧૯૦૮ - અવસાન: ૨૮-૧-૯૫

# વો ભૂલી દાસ્તાં ફિર યાદ આ ગઈ : હિંદના હીરા અંબાલાલ શુક્લ

☐ સુરેશ રા. ચૌહાણ

**ઈ.**સ. ૧૮૫૭થી ૧૯૪૭. ભારતના સ્વાધીનતા સંગ્રામનાં ૯૦ વર્ષ. કંઈક કેટલાય નવલોહિયાઓ અંગ્રેજોની ગોળીએ વીંધાયા. કેટલાક દૂધમલ યુવાનોને ગોરાઓએ ફાંસીએ લટકાવ્યા. જંગે આઝાદીના અગણિત લડવૈયાઓએ કારમો કારાવાસ ભોગવ્યો. ઘણા આઝાદીની ઊગતી ઉષામાં શ્વાસ લેવા ભાગ્યશાળી બન્યા ખરા, પણ આઝાદ ભારતમાં કેટલાક ગુમનામ જિંદગી

જીવ્યા, જેની ઇતિહાસે ખાસ નોંધ લીધી નથી. આવા ગુજરાતના ત્રણ હજાર ઉપરાંત સ્વાતંત્ર્યસેનાનીઓ ઇતિહાસની ઓળખ પામ્યા નથી. તેમાંના એક અંબાલાલ દાજીભાઈ શુક્લની ઓળખ આપવાનો એક નમ્ર પ્રયાસ છે.

અંબાલાલનો જન્મ અમદાવાદથી આશરે ૧૪૦ માઈલ દૂર લુણાવાડા સ્ટેટના ગામ અને વતન મધવાસમાં દાજીભાઈ પરષોત્તમભાઈ શુક્લના ચોથા અને સૌથી નાના સંતાન તરીકે ૧૯૦૮માં થયો હતો. તેમનો સ્વભાવ પરગજુ અને અન્યને માટે કાંઈક કરી છૂટવાની તમન્નાવાળો હતો. સાત ધોરણ ભણ્યા પછી ૧૯૨૬માં અમદાવાદમાં દાણાપીઠમાં આગેવાન અનાજના વેપારી શ્રી બાલાભાઈ શેઠને ત્યાં નામું લખવા બેસી ગયા. પગાર રૂપિયા સાત માસિક નક્કી થયો. અંબાલાલની નિષ્ઠા અને પ્રામાણિકતાથી પ્રભાવિત થઈ શેઠે બીજે જ વર્ષે પગાર પંદર રૂપિયા માસિક કરી આપ્યો. નામું લખતા, પણ ગાંધીજીની અહિંસક માભોમની મુક્તિ માટેની ચળવળ તેમના ધ્યાન બહાર તો ન જ હતી. શેઠ બાલાભાઈ નિઃસંતાન હતા અને અંબાલાલને પેઢીમાં ભાગીદાર બનાવવા ઇચ્છતા હતા. એટલે જ પછી તો અંબાલાલનો પગાર રૂપિયા પચાસ સુધી વધારી દીધો, પણ અંબાલાલનું જુવાન લોહી ગાંધીજીના અહિંસક આંદોલનમાં જોડાવા ઉછાળા મારતું હતું. એક દિવસ નોકરી અને કુટુંબ છોડ્યાં અને ગાંધીસેનામાં જોડાઈ ગયા.

૧૨ માર્ચ, ૧૯૩૦ની ઐતિહાસિક દાંડીકૂચની સફળતા બાદ ગાંધીજીએ દેશવ્યાપી મીઠાના સત્યાગ્રહનું એલાન આપ્યું. ગાંધીજીએ અંબાલાલની આંખોમાં ચમક અને ઉત્સાહ જોઈ તેમને ધોલેરા સત્યાગ્રહની ટુકડીમાં સમાવી લીધા.

૧૪ એપ્રિલ, ૧૯૩૦ના ગાંધીજી બારડોલીમાં, જવાહરલાલ નહેરુ અલ્હાબાદમાં અને અંબાલાલ શુક્લ ધોલેરામાં મીઠાના સત્યાગ્રહ માટે ગયા. ધોલેરા સત્યાગ્રહની વાત અંબાલાલના જ શબ્દોમાં :

ગુજરાત પ્રાંતિક સમિતિ નીચેના સત્યાગ્રહ-સંગ્રામનું મથક ધોલેરા ગામ...

અમદાવાદથી ૨૬ સૈનિકો સાથે ધોલેરા પહોંચ્યા, જેમાં મારો સૈનિક નંબર ૮ હતો. અમારી ટુકડીના નેતા બળવંતરાય મહેતા હતા. આજે સવારના સાત વાગ્યાના અરસામાં હું ધોલેરા સત્યાગ્રહની છાવણીમાંથી મારી સાથેના ૫૫થી ૬૦ જોડીદારો સાથે રાહતળાવની ખારીમાંથી મીઠું લાવવા - મીઠાના કાયદાનો સવિનયભંગ કરવા ગયેલો. ખારીમાં હું પહોંચ્યો, ત્યાંથી મેં મીઠું લીધું.

આવી રીતે મીઠાના કાયદાનો ભંગ કરી, મીઠું લઈ અમે બધા ધોલેરા આવવા નીકળ્યા. પરબડી નામના સ્થળે આવ્યા. આ સ્થળે બે ગોરા અમલદારો, એક દેશી અમલદાર અને ૨૫-૩૦

સિપાઈઓ વગેરે સરકારી નોકરોનું ટોળું ઊભું હતું. અમે બધા તો ધોલેરાના માર્ગ તરફ ચાલ્યા જતા હતા. એવામાં દોડીને પેલા અમલદારો પૈકીના નીલે મને પકડ્યો. મિસ્ટર નીલે મને પકડ્યો એવામાં બીજા બે સિપાઈઓ મારી પાસે આવી પહોંચ્યા. મિસ્ટર નીલે તે બન્નેને મને સોંપી દીધો. આ બન્ને સિપાઈઓ મારી પાસેથી મીઠું ઝૂંટવવા માંડ્યા, પણ તે બે જણથી મારી પાસેનું મીઠું ન ઝૂંટવી શકાયું એટલે બીજા ચાર-પાંચ સિપાઈઓ મારી પાસે આવ્યા અને તે બધા છ-સાત મળી મને ધક્કા મારવા, છાતીમાં મુક્કીઓ મારવા ને હાથ પર નખો બેસાડવા માંડ્યા. આટલું થયું તો પણ મેં મીઠું ન જ છોડ્યું.



ગાંધીજીના મ્યુઝિયમ આગાખાન

આમ મેં ટક્કર ઝીલવા માંડી એટલે સિપાઈઓએ મને અધ્ધર ઊંચક્યો.. મને અધ્ધર ઊંચકીને તે લોકો મારાં પગ, માથું, છાતી દાબવા માંડ્યા. મારા હાથમાં મીઠું હતું એ ખૂંચવી લીધું. પછી તેમણે મારા ખિસ્સામાં મીઠાની પોટલી હતી એ ઝૂંટવવા માંડી, પણ મેં બન્ને હાથથી એ દબાવી દીધી. મેં એ પોટલી દબાવી કે મને તે સિપાઈઓએ જમીન ઉપર પટકી દીધો. પછી મારા પગ, છાતી ને માથા ઉપર ત્રણ-ચાર સિપાઈ ચડી બેઠા. બે-ત્રણ જણ મારી છાતીમાં મુક્કા મારવા માંડ્યા. એક સિપાઈએ મારા ગળાના કાકડા ફરતી ભીંસ દઈ નખ ભોંકી દીધા. મારાથી રાડ પડાઈ ગઈ. એટલામાં એક બીજા સિપાઈએ સુંવાળી જગ્યાએ હાથ નાખી, જોરથી દાબ્યા. આ દાબથી મારી નસો તણાવા માંડી અને એક બૂમ મારી હું બેશુદ્ધ બની ગયો.

આ બૂમ પાડ્યા પછી મારું શું થયું

એની મને ખબર ન હતી. હું બેભાન થયો ત્યાર પછી લગભગ અઢી-ત્રણ કલાકે મારી આંખ ઊઘડી ત્યારે હું ધોલેરાના દવાખાનામાં ખાટલા ઉપર પડ્યો હતો. મારી પાસે નટવરલાલ શાહ અને સોમગર વગેરે ભાઈઓ બેઠા હતા. તેમને મેં પૂછ્યું, ''મારી પોટલી ક્યાં?'' એટલે મારી પાસે બેઠેલા પૈકીના એક ભાઈ બોલી ઊઠ્યા, ''તમારી તબિયત સારી નથી. તમે સૂતા રહો. મીઠાની પોટલી અહીંયાં જ છે.'' આ ભાઈઓના કહેવાથી હું સૂતો રહ્યો.

આ લખાવું છું ત્યારે સાંજના છનો સમય થયો હશે, ત્યારે પણ મારું માથું ભમે છે, છાતી ભીંસાય છે, ગળામાં દૂધ અને પાણી સિવાય કાંઈ ઊતરતું નથી.

**દાક્તરોનો અભિપ્રાય**

ધંધુકાના દાક્તર પોપટલાલ આણંદજીવાળા તથા અમદાવાદના દાક્તર જયસુખલાલ ખારા (MBBS), તે બન્ને ભાઈઓએ સાથે અંબાલાલને તપાસી પોતાનો જે અભિપ્રાય આપ્યો છે, એ આ પ્રમાણે છે.

અંબાલાલ દાજીભાઈ શુક્લ નામના ૨૨ વરસની ઉંમરના દર્દીની વૈદ્યકીય તપાસણી કરવાની અમને વિનંતી કરવામાં આવવાથી અમે તેમને તપાસ્યા. આ ભાઈ ધોલેરાના દવાખાનામાં ઇન-ડૉર પેશન્ટ છે. તપાસને પરિણામે રોગીના શરીર પર ઈજાઓ જણાઈ છે.

(૧) ગળાના આગલા ભાગમાં ને બન્ને બાજુએ મળીને એકંદરે નવ ઉઝરડા છે.

(૨) ગળા ઉપર જ્યાં જ્યાં ઉઝરડા થયા છે એ ભાગ સૂઝી ગયો છે.

(૩) શરીરના બીજા ભાગો ઉપર પણ નાની ઈજાઓ થઈ છે.

દર્દી છાતીમાં દુખતું હોવાની ફરિયાદ કરે છે, ખાસ કરીને ઉધરસ ખાતી વખતે દુખાવો વધારે જણાય છે. ગળાના આગળના ભાગમાં દુખાવો, ખાસ કરીને ગળતી વખતે વધારે, અશક્તિ ઉપરાંત ચક્કર આવવાનું રોગી જણાવે છે.

દર્દીને પૂછતાં તેણે જણાવ્યું છે કે તેની છાતી ઉપર મુક્કાઓ મારવામાં આવ્યા હતા, ગળું દાબીને તેનો શ્વાસ ગૂંગળાવી નાખવામાં આવ્યો હતો ને તેના વૃષણો દબાવવામાં આવ્યા હતા ને અમે દાક્તરનાં સત્તાવાર કથનને આધારે જાણીએ છીએ કે આજે સવારે રોગીને હૉસ્પિટલમાં લાવવામાં આવ્યો હતો ત્યારે તે બેશુદ્ધ હાલતમાં હતો.

તપાસ પછી અમને જણાયું, બીજી રીતે તો રોગીની શારીરિક પ્રકૃતિ સુદૃઢ છે ને કોઈ જૂના શારીરિક રોગથી તે પીડાતા ન હતા.

અમારો મત એવો છે કે ગળા ઉપરના ઉઝરડાઓ ઘણે ભાગે રોગીનો શ્વાસ રૂંધી રાખવાનો પ્રયત્ન કરતી વખતે થયેલ છે. અમે માનીએ છીએ કે મનુષ્યના વૃષણ દબાવવાને પરિણામે તે બેશુદ્ધિમાં આવી જાય અને કદાચ

મરણ પણ નીપજે એ સંભવિત છે.

અંબાલાલ દાજીભાઈની આ છે કરુણ કેફિયત.

અંબાલાલ દવાખાનામાં હતા ત્યારે બળવંતરાય મહેતા તરત જ ખબર પૂછવા દોડી આવ્યા હતા. ગાંધીજીને ખબર પડતાં જ અંબાલાલ પાસે આવવા નીકળ્યા હતા, રસ્તામાં જ તેમની ધરપકડ થઈ હતી.

અમદાવાદના ઉદ્યોગપતિ અંબાલાલ સારાભાઈની પુત્રી મૃદુલાબહેન સારાભાઈએ સાચવેલી મીઠાની પોટલીની હરાજી કરાવી હતી, જેમાં ગાંધીજીના મીઠાના ૨,૫૦૦ રૂપિયા, જવાહરલાલના મીઠાના ૨,૬૦૦ રૂપિયા અને અંબાલાલના મીઠાના ૨,૭૦૦ રૂપિયા ઊપજ્યા હતા. અંબાલાલનું નામ આખા હિંદુસ્તાનમાં ગાજતું થયું.

ગાંધીજી મુંબઈની એક સભામાં બોલ્યા હતા, ''અંબાલાલ શુક્લ તો હિંદના હીરા છે. તેના જેવા ૫૦૦ સૈનિકો જો મને મળે તો સ્વરાજ મારી મુઠ્ઠીમાં છે.''

અંબાલાલ શુક્લ ૧૯૩૦થી ૧૯૩૭ સુધી ગાંધીજીના અત્યંત વિશ્વાસુ નિકટના સત્યાગ્રહી રહ્યા, જ્યારે ગાંધીજીની ધરપકડ થતી અને જેલવાસ રહેતો ત્યારે નવજીવન પત્રિકા છાપવાની અને વિતરણની જવાબદારી સંભાળતા હતા. એ જમાનામાં નવજીવન સાઇક્લોસ્ટાઇલ થતું હતું. બ્રિટિશ સરકાર અંબાલાલને પકડવા માટે દોડધામ કરતી, પણ હાથમાં આવે તે અંબાલાલ નહિ. નવ માસ સુધી


શિવગંગાબેન અંબાલાલ શુક્લ

પણ સરકારને અંબાલાલના સગડ ના મળતાં તેમને માટે ઇનામ ૮૦૦ રૂપિયા જાહેર કર્યું. પોતાના એક જરૂરિયાતમંદ મિત્રને ઇનામની રકમની મદદ મળે એ માટે જાતે જ પત્રિકાઓ વહેંચતાં પકડાઈ ગયા.

સરકાર તરફથી તેમને સખત શબ્દોમાં પૂછવામાં આવ્યું કે છાપવાની પેટી ક્યાં છે? ત્યારે આ સ્વાતંત્ર્યવીરે જવાબ આપ્યો કે સરકાર જાતે જ શોધી શકે છે. સરકારે તેમને ત્રણ માસની સખત કેદની સજા કરી.

જેલમાંથી મુક્ત થયા બાદ તેમણે આ જ પ્રવૃત્તિઓનો ધમધમાટ ચાલુ કર્યો. આખરે સરકારે તેમનાથી તંગ આવી જઈને પાંચ વર્ષની હદપારીનો હુકમ કર્યો.

બે પોલીસ તેમને લુણાવાડા સ્ટેટમાં મૂકવા ગઈ હતી. હદપારીના હુકમથી અત્યંત વ્યગ્ર હતા.

૧૯૩૭ પછી સર્વસ્વનો ત્યાગ કરી આધ્યાત્મિકતા તરફ વળ્યા. સાંસારિક કાર્યોમાંથી નિવૃત્તિ લઈ લીધી હતી. યૌગિક ક્રિયાઓ કરતા, ઉપવાસ કરતા અને મૌનવ્રત રાખતા. મણિનગરમાં આશ્રમ સ્થાપ્યો, પણ છેવટે તો વતનમાં જ જીવન પસાર કર્યું.

કૉન્ગ્રેસ છોડ્યા બાદ ૧૯૩૮માં ગાંધીજીને લખેલા પત્રમાં જણાવ્યું હતું કે આપ હજુ સત્ય અને અહિંસાના પ્રયોગો કરી રહ્યા છો. સાચી વસ્તુનું તમને હજુ ભાન નથી. જવાબમાં નવજીવન મારફત ગાંધીજીએ જણાવ્યું હતું કે ''એક ભાઈ લખે છે કે હું સત્ય અને અહિંસાના પ્રયોગો કરી રહ્યો છું. સાચી વસ્તુનું મને ભાન નથી ત્યારે આજે મારી સમક્ષ અંધકાર છવાઈ ગયો હોય એમ લાગે છે.''

મહાત્મા ગાંધીની હત્યાથી વ્યથિત થઈ અવસાનના દિવસથી અચોક્કસ મુદતના ઉપવાસ તેમણે શરૂ કર્યા હતા જેની નોંધ સુરતના 'ગુજરાતમિત્ર' નામના વર્તમાનપત્રે પણ ૨૪-૨-૪૮ના રોજ સમાચાર રૂપે પ્રસિદ્ધ કરી હતી. આ ઉપવાસ છોડાવવા કૉન્ગ્રેસના આગેવાનો દોડી આવ્યા હતા. છેક મદ્રાસથી પાંચાવા સ્કૂલના શિક્ષક સી. જી. કપૂરસ્વામીએ અત્યંત સંવેદનાસભર પત્ર લખતાં જણાવ્યું હતું કે દેશહિતમાં તમારે ઉપવાસ છોડવા જોઈએ અને પાંત્રીમા દિવસે પારણાં કર્યાં હતાં.

આઝાદી બાદ અંબાલાલે ધાર્યું હોત તો ક્યાંક સારી જગ્યાએ ગોઠવાઈ ગયા હોત. માન-અકરામ મેળવ્યાં હોત, સંતાનો ને સગાંવહાલાંઓ માટે કાંઈક કરી શક્યા હોત. ગાંધીજીના પથની નુક્તેચીની કરનારને તો માત્ર વૈશ્વિક શાંતિની જ ઝંખના હતી. એ માટે તેઓ ફરી ઉપવાસ પર ઊતર્યા.

વિશ્વશાંતિને કાજે એપ્રિલ ૧૯૫૭માં અનશન શરૂ કર્યાં. આ અંગે વડોદરાના વર્તમાનપત્ર 'નવભારત' ૦૪-૦૫-૫૭ના અંકમાં જણાવે છે કે ''છેલ્લા બત્રીસ દિવસથી ઉપવાસ કરી રહેલા મધવાસના અંબાલાલ દાજીભાઈ શુક્લના અનશન છોડાવવા પંચમહાલ જિલ્લા કૉન્ગ્રેસ સમિતિના પ્રમુખશ્રી માણેકલાલ ગાંધી, મારુતિસિંહ ઠાકોર, હરિપ્રસાદ પાઠક, શહેરા તથા લુણાવાડા તાલુકાની કૉન્ગ્રેસ સમિતિના શિવશંકર પાઠક તથા કમળશંકર દવેએ તેમના મધવાસના નિવાસસ્થાને સમજૂતી કરાવી, લીંબુના રસથી પારણાં કરાવ્યાં હતાં.''

ભારતના વડા પ્રધાન જવાહરલાલ નહેરુ પર પત્ર પાઠવતાં તા. ૧૦-૦૭-૧૯૫૭ના રોજ અંબાલાલ લખે છે :

મેઘે સો ભર્યો શણગાર, અષાઢી મેહુલા,<br>
મેઘે સો ધર્યો શણગાર, અષાઢી મેહુલા,<br>
આજ હિંદ બને છે સનાથ.

લખવાજોગ જ લખીશ. લખવાનું છે એ જ લખીશ. એ જ વંચાશે એ જ

સભાનતાથી લખું છું.

ઓ હિંદના હીરા જવાહર, હિંદના હાકેમ, વિશ્વશાંતિની ઉત્તમ ભાવનાના ઉપાસક, આંખોથી નિહાળી લે, કાનથી સાંભળી લે અને હૃદયથી ઝીલી લે, પછી વિશ્વશાંતિનો સાચોસીધો આદેશ આલ. વર્તમાન પ્રકૃતિજન્ય બુદ્ધિવાદ અને પાયાવાદ વિશ્વને હિંસાના આશ્રયે લઈ જઈ રહ્યા છે.

વિશ્વના તત્ત્વજ્ઞાનીઓ અને આપ પાશ્ચાત્ય કેળવણી અને વિજ્ઞાનનો આશ્રય લઈ માયાવાદ બાજુ જ ઢળી રહ્યા છો. વિશ્વશાંતિનાં સાચાં રહસ્યોનો ઉકેલ આપના બુદ્ધિવાદમાં નથી આવતો. મારી આપને હૃદયપૂર્વક અપીલ છે કે વહેલી તકે મને આવીને મળો. ૧૯૩૮માં અમદાવાદથી પ્રિય ગાંધીજીને વર્ધા ખાતે પત્ર પાઠવેલો હતો એમાં ઉપર મુજબનું જ લખાણ હતું. મારી આપને નમ્ર વિનંતી છે કે આ પત્રનો સદુપયોગ થશે તો હિંદ અને વિશ્વ આ હિંસામાંથી બચવા પામશે, વહાલા પ્રભુ આપનાં પવિત્ર પુનિત પગલાં હિંદના ખૂણામાં પડેલા એક નાનકડા ગામ મધવાસમાં કરશો એવી શુભેચ્છા સહિત વિરમતો તમારી સાથેનો સિપાઈ. જય હિંદ.

લિ. અંબાલાલ દાજીભાઈ શુક્લ

તા. ક. - ૧૯૩૦થી કૉન્ગ્રેસનો સિપાઈ ધોલેરા મીઠાના સત્યાગ્રહી. જ્ઞાનનો પાર નથી, બધું રૂબરૂમાં નક્કી થઈ જશે. આ પત્રને ઘેલશા ગણી હસી ના કાઢશો. આ તો સનાતન સત્યસ્વરૂપના જ્ઞાનનો સીધો આદેશ છે. પ્રિય જવાહરલાલજી લ્યો ત્યારે વિરામ પામું.

ઇતિ તત્ સમ્ ઓમ્ તત્ સત્. શાંતિઃ શાંતિઃ સુશાંતિ ભવતુ.

અંબાલાલના પત્રમાં ભારોભાર વેદના અને વ્યગ્રતા દેખાય છે.

નહેરુજી તો આવ્યા નહીં કે પત્રનો જવાબ પણ ન આપ્યો. અંબાલાલે સંપૂર્ણ ધ્યાન આધ્યાત્મિકતા તરફ કેંદ્રિત કર્યું. યોગ, સાધના, પ્રણાયામ તેમનો નિત્યક્રમ હતો. ધ્યાનમાં લાંબા સમય સુધી બેસી રહેતા, મૌન રહેતા.

ભાદરવા વદ ત્રીજ તા. ૨૩-૦૯-૧૯૬૪ના રોજ અંબાલાલે આમરણ ઉપવાસ શરૂ કર્યા. ઉપવાસ દરમિયાન મહદંશે મૌન રાખતા. ખાસ બોલવાની અનિવાર્યતા ઊભી થાય તો જ બોલતા, મધવાસ, લુણવાડા અને કૉન્ગ્રેસના ઘણા અગ્રગણ્ય નેતાઓએ ઉપવાસ છોડવા કહ્યું, પણ તેઓ સફળ ના થયા. આ વખતે જાણે અંબાલાલે પરમાત્મા સાથે સીધું અનુસંધાન કર્યું હોય એમ કોઈનુંય ના માન્યું. દિન-પ્રતિદિન દેહ દુર્બળ થતો જતો હતો. ઉપવાસ દરમ્યાન માત્ર બે કે ત્રણ વાર ચા જ લેતા હતા. ઉત્તરાયણ આવી અને ગઈ. આખરે પોષ વદ અગિયારસને ગુરુવારે તારીખ ૨૮-૦૧-૧૯૬૫ના રોજ ૧૨૮ દિવસના ઉપવાસને અંતે અંબાલાલ દાજીભાઈ શુક્લ નશ્વરદેહ ત્યાગી બ્રહ્મલીન થઈ ગયા. તેમની

સ્મશાનયાત્રામાં માનવમહેરામણ ઊમટ્યો હતો. ભારતભરમાંથી અંજલિઓનો ધોધ વહ્યો. અગણિત શોકસંદેશાઓ આવ્યા. અગ્રગણ્ય અખબારોએ આ સમાચારને અગ્રસ્થાન આપ્યું.

કૉન્ગ્રેસ છોડ્યા બાદ ૧૮૩૭થી ૧૯૬૫સુધી ૨૮ વર્ષ દરમિયાન ૧૦થી ૧૨ વર્ષ સુધી ટુકડે ટુકડે ઉપવાસ-મૌનમાં જીવન વ્યતિત કર્યું છે. ક્યારેક માત્ર ઉપવાસ હોય તો ક્યારેક માત્ર મૌન અને ક્યારેક ઉપવાસ અને મૌન સાથે હોય. વિશ્વશાંતિની ઉત્કટ ઝંખના તેમને છેવટ સુધી રહી. આધ્યાત્મિક ચિંતનમાં તેઓ ઘણા જ આગળ વધી ગયા હતા. ગાંધીજીની ગોળીબારથી હત્યા થશે, એમ તેમણે હત્યાના એક માસ અગાઉ આગાહી કરી હતી!

તેમની સ્મૃતિને વંદન.

*(સૌજન્ય : અંબાલાલ દાજીભાઈશુક્લના સુપુત્રો, મહેન્દ્રપ્રસાદ શુક્લ (મો.) 9099335025 સ્વ. આનંદપ્રસાદ શુક્લ (મો.) 9429019395 બી-૫૦૧, ઋગ્વેદ રેસિડેન્સી*

---

**[પૃ. ૯૮થી ચાલુ]**

કરી રહ્યો હતો, ત્યારે રમણ મહર્ષિએ તેને કંઈક સહજ ભાવે નિશ્ચિંત કરતાં કહ્યું કે અરે ભાઈ, તારે ક્યાંય જવાનું નથી, તું ક્યાંય જતો નથી, તું તો જ્યાં છે ત્યાં જ છે, તારું સહજ અસ્તિત્વ સઘળે છે. આ તો તારું માનેલું શરીર કોઈ વાહનમાં બેસે અને એ વાહન વળી એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે. તું પોતે તો એનો એ જ છે અને ક્યાંય જતો નથી કે આવતો નથી!

આનાથી પણ આગળ જતાં, આજે સૈદ્ધાંતિક ભૌતિકશાસ્ત્રીઓમાં એક વિચાર અને રસપ્રદ ચર્ચા ચાલ્યાં છે કે ખરેખર તો અવકાશ અથવા સમય એ મૂળભૂત બાબતો નથી, પણ તે કેવળ એક અંદાજી વર્ણન છે. બીજા શબ્દોમાં કહીએ તો સમય અને અવકાશના ખ્યાલોને મૂળભૂત માની લેવાની જરૂર નથી. વધુ મહત્ત્વની બાબત એ છે કે હવે એવું મનાતું જાય છે કે અવકાશ અથવા કાળમાં વસતા કણો અને અણુ-પરમાણુ તથા ક્ષેત્રો જે આપણને જણાય છે એ ખરેખર તો કેટલાક અન્ય અતિ સૂક્ષ્માતિસૂક્ષ્મ પરિબળોની ગતિશીલતામાંથી ઉદ્ભવતી ઘટના છે. આજે હવે એવું મનાતું જાય છે કે વાસ્તવમાં તો અવકાશ અને સમય એ કોઈ અન્ય મૂળભૂત તત્ત્વો દ્વારા ઉદ્ભવ પામતી અને જણાતી વસ્તુઓ છે. જોકે એના આ ઉદ્ભવની પ્રક્રિયા ક્યાં અને કેમ થાય છે એ આજે આપણને સ્પષ્ટ નથી. સૂક્ષ્મ જગતનું ક્વોન્ટમ વિજ્ઞાન અહીં મોટો ભાગ ભજવે છે એમ મનાય છે.

**[ક્રમશઃ]**



# આક્રોશ

**☐ મોના જોષી**

**લ**ખમી માથે બેડું લઈને ઘરની બહાર નીકળી. ફળિયામાં પગ મૂકતાં જ તેણે રાહતનો શ્વાસ લીધો. જાણે જેલમાંથી છૂટી હોય એમ તે ઉતાવળા પગલે ડંકી તરફ ઊપડી.

આખી દુનિયામાં આ એક જ એવી જગ્યા હતી, જ્યાં જવા માટે લખમી હંમેશાં તત્પર રહેતી. ડંકી ઉપર ફળિયાની બધી વહુ-દીકરીઓ ભેગી થતી. સુખદુઃખની વાતોની આપ-લે થતી. થોડી હસી-મજાક થતી.

આટલી રાહતની ક્ષણોના ટેકે લખમી બાકીનો આખો દિવસ પસાર કરી લેતી.

પિયરમાં સાવકી મા અને સાસરીમાં સાસુમાએ લક્ષ્મીને ત્રાસ આપવામાં કંઈ બાકી રાખ્યું નહોતું. ઓછામાં પૂરું, વર પણ માવડિયો મળ્યો હતો. ગામમાં તો તેનું કંઈ ઊપજતું નહીં, પણ ઘરે બૈરી ઉપર એકદમ શૂરો હતો.

લખમી પાંપણની પાછળ પોતાનાં દુઃખને છુપાવી દેતી અને હંમેશાં હસતું મોઢું રાખતી. જ્યારે જ્યારે મન ભરાઈ

જાય ત્યારે ત્યારે તે બાજુમાં રહેતી રામીને યાદ કરી લેતી.

લખમીને પરણીને આવ્યા ને વરસદા'ડો થવા આવ્યો હતો. રામી તેની પહેલાં પરણીને આવી હતી. બંનેની ઓળખાણ ડંકી ઉપર જ થઈ હતી. લખમીની સાસુને ઉઠાડો અને રામીની સાસુને બેસાડો. બન્ને સગી બહેનો નહોતી, પણ સાસુપણું બંનેમાં એકસરખું હતું.

રામી લખમી કરતાં વધારે સમયથી આ વેદના મૂંગા મોઢે સહન કરી રહી હતી. તેને કોઈએ ક્યારેય હસતાં-બોલતાં જોઈ નહોતી. મૂંગા મોઢે ડંકીએ આવી, પાણી ભરીને પાછી ચાલી જતી, પણ શરીર ઉપર પડેલા સોળ વગર બોલે તેની વેદનાને વર્ણવી દેતા હતા.

લખમીએ ઘણીવાર તેની જોડે વાત કરવાનો પ્રયત્ન કર્યો,પણ રામી કંઈ પણ જવાબ આપ્યા વગર મ્લાન વદને ચાલી જતી.

લખમી બે દિવસ પિયર જઈને આવી એટલે આજે તો તે ડંકી ઉપર સખીઓને મળવા વધારે ઉતાવળી થઈ હતી. લખમી ઉત્સાહભેર ડંકીએ પહોંચી. આજે ડંકીનું વાતાવરણ તેને કંઈક ગંભીર લાગ્યું. દબાતા અવાજે થતી હસી-મજાક અને હાસ્યને બદલે બધાના ચહેરા ગંભીર હતા. અંદર અંદર ગુસપુસ ચાલતી હતી.

લખમીને આવતી જોઈને ટોળામાંથી અવાજ આવ્યો, "આ આવી તેની બે'નપણી!"

લખમીને ફાળ પડી. 'બે'નપણી' કીધું એટલે નક્કી રામીની કોઈ વાત છે. છેલ્લે તે રામીને મળી ત્યારે તેના તેવર કંઈક અલગ જ હતા.

એ દિવસે રામી ડંકી ઉપર આવી ત્યારે તેના ડોળા લાલઘૂમ હતા,વાળ વિખરાયેલા હતા. કોઈ બોલાવે તો તેની સામે ડોળા કાઢીને જોતી હતી. બેડું ભરાઈ ગયું તોય ડંકીને જોર જોરથી હલાવ્યે જતી હતી.

બપોરે લખમી પિયર ગઈ. બપોર ઢળતાં રામીના ઘરમાંથી બૂમબરાડા સંભળાવા લાગ્યા. આમ તો આ રોજનો ક્રમ હતો, પણ આજે રામીની સાસુ કે તેના વરના બદલે પહેલીવાર રામીના ઘાંટા સંભળાઈ રહ્યા હતા. થોડીવાર પછી રામીની સાસુ, "ઓય મા, મરી ગઈ!" એમ રાડો પાડતાં ફળિયામાં દોડી આવ્યાં. પાછળ પાછળ રામી હાથમાં લાકડી લઈને આવી. તેનું વિકરાળ રૂપ જોઈને ફળિયાના લોકો ડઘાઈ ગયા. બધાએ ભેગા થઈને પરાણે તેને ઝાલી રાખી. તેના સુકલકડી શરીરમાં એટલી તાકાત આવી ગઈ હતી કે તેને ઝાલવી અઘરી હતી. રામીને પરાણે પકડીને પીપળા સાથે બાંધી. કોઈ જઈને ગામના ભૂવાને બોલાવી લાવ્યું.

ભૂવાએ આવીને રામીને મંત્રેલું પાણી પિવડાવ્યું, કેટલાય દોરાધાગા કર્યા, કેટલી થપાટો મારી પછી તેનું ભૂત ઊતર્યું.

વાત જાણીને લખમીનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં. તેણે ચિંતાતુર સ્વરે પૂછ્યું, "હવે રામીને કેવું છે?" જવાબ મળ્યો, "ખબર

નહીં. અમે તો તેની ખબર કાઢવા ગયાં જ નથી. ક્યાંક અમને વળગી જાય તો!"

લખમી ઝટપટ બેડું ઘસી, પાણી ભરીને ઘરે ગઈ. આજે કોઈ કામમાં તેનું ચિત્ત ચોંટતું નહોતું. જેમતેમ બધું કામ પતાવ્યું. સાસુને અને પતિને જમાડીને લખમી વાસણ લઈને પાછળ વાડામાં ગઈ.

લખમીના વાડાને અડીને જ રામીનો વાડો હતો. લખમીએ રામીના વાડામાં ડોકાઈને જોવાની કોશિશ કરી, પણ વાડામાં બંધાયેલી ભેંસ સિવાય કશું જ દેખાતું નહોતું.

લખમીએ ઘરમાં નજર નાખી. સાસુ ઓસરીમાં ખાટલો ઢાળી આડાં પડ્યાં હતાં અને વર ફળિયામાં કે બજારમાં ગયો હોય એમ લાગતું હતું.

લખમી હિંમત કરીને દબાતા પગલે રામીના વાડામાં ઘૂસી. અજાણી વ્યક્તિને વાડામાં જોઈને ભેંસ ભાંભરી. લખમી ડરના માર્યા પાછા ફરી જવાનું વિચારતી હતી, ત્યાં જ તેની નજર ભેંસની બાજુમાં ઢાળેલા તૂટલા-ફૂટલા ખાટલા ઉપર પડી.

લખમીના મોઢામાંથી અરેરાટી નીકળી ગઈ. રામી સાવ મડદાલ હાલતમાં ખાટલામાં ટૂંટિયું વાળીને પડી હતી. શરીર ઉપર ઠેકઠેકાણે ઢોરમારનાં નિશાન હતાં. ભૂવાના ભારે હાથની થપાટો ખાઈ ખાઈને મોઢું સૂજી ગયું હતું.

લખમી ખાટલાની પાંગતે જઈને બેઠી. છલોછલ પ્રેમથી ભરેલો હાથ તેણે રામીના માથા ઉપર ફેરવ્યો. રામીએ પરાણે પાંપણ ઊંચી કરી. જીવતર ધરીને પહેલી વાર એ પ્રેમભર્યો સ્પર્શ પામી હતી. રામી લખમીના ખોળામાં ઢગલો થઈને પડી. ઓઢણી મોઢામાં ખોસીને રામી આજે મન ભરીને રડી. લખમી વહાલથી તેની પીઠ પસવારતી રહી.

ડૂસકાંની વચ્ચે, દબાયેલા અવાજે રામીએ પોતાની આપવીતી જણાવી. ચાર દિવસ પહેલાં રોટલો કરતાં કરતાં થાકના લીધે રામીને સહેજ ઝોકું આવી ગયું અને રોટલો બળી ગયો.

પહેલાં તો સાસુએ રોજની જેમ બે-ચાર ગાળો ભાંડી. પછી સજા જાહેર કરી, ''જ્યાં સુધી રામીને અનાજની કિંમત ના સમજાય ત્યાં સુધી તેણે અનાજનો દાણો મોઢામાં નહીં નાખવાનો.''

બે દિવસ સુધી રામી અન્નના દાણા વગર ઘરના ઢસરડા કરતી રહી. દુઃખની લાગણીએ ધીરે ધીરે ગુસ્સાનો લાલ રંગ પકડ્યો. એ દિવસે રામી બપોરે છાનીમાની રસોડામાંથી ગોળની કાંકરી લઈને મોઢામાં મૂકવા ગઈ અને સાસુની નજર પડી. સાસુ રામીના હાથમાંથી ગોળની કાંકરી ઝૂંટવવા ગઈ, પણ રામીની સહનશક્તિએ હવે હદ વટાવી દીધી હતી. સાસુ કંઈ બોલે એ પહેલાં જ રામીએ સામે બરાડો નાખ્યો.

હંમેશાં મૂંગા મોઢે બધું સાંભળી લેતી રામીનું આ રૂપ જોઈ સાસુ ડઘાઈ ગયાં. તેમણે સીધી ફળિયામાં દોટ મૂકી. રામી આગ વરસાવતી તેમની પાછળ દોડી.

શરીરમાં ઝનૂન હતું ત્યાં સુધી રામી

ફળિયાના લોકો અને પેલા ભૂવાની સામે ટકી રહી. છેવટે તેના હાથ હેઠા પડ્યા.

ગઈકાલની રામીને ભેંસોની ગમાણમાં નાખી રાખી છે. કોઈ પાણીનું ટીપું પૂછવાય આવતું નથી અને જાતે ઊભા થઈ પાણી પીવા જેટલી રામીમાં તાકાત રહી નહોતી.

રામીની આપવીતી સાંભળી લખમીનું હૃદય દ્રવી ઊઠ્યું. તેની અંદર પણ ગુસ્સાનો લાવા ધગધગવા લાગ્યો. લખમી ઊભી થઈ અને રામીના રસોડામાંથી પાણીનો લોટો ભરી લાવી.

રસોડામાં ખખડાટ થતાં રામીની સાસુ ખાટલામાંથી ઊઠીને અંદર આવી. વાડાનું દૃશ્ય જોઈને સાસુ ચોંકી. તે તરત દબાતા પગલે જઈને લખમીની સાસુને બોલાવી લાવી.

લખમીની સાસુને થયું કે જો આ બેઉ જણીની દોસ્તીને ઊગતી નહીં ડામું તો બેય જણીઓ ભેગી થઈને મારું ગળું દબાવશે. તેમણે સાડીનો છેડો કમરે ખોસ્યો અને જોરથી ઘાંટો પાડ્યો, ''કેમ અલી રાંડ! કોને પૂછીને અહીં આવી? બહુ પાંખો ફૂટવા માંડી છે ને કંઈ!''

અને તેમણે લખમીને અંબોડાથી ઝાલીને ફળિયા બાજુ ઘસડી. લખમી અચાનક થયેલા હુમલાથી ચમકી. તેણે સરી જતું ઓઢણું બે હાથે પકડી રાખ્યું અને સાસુની પાછળ પાછળ ઢસડાઈ.

સાસુ લખમીના કાનમાં કહેતાં હોય એમ ધીરા અવાજે બોલ્યાં, ''લોકોને વાલેશ્રી થવા નીકળી છે, મને ગાંઠતી નથી, પણ આજે તો હું તારી વલે કરું છું તે.''

અને પછી ફળિયામાં જઈને જોરથી દેકારો બોલાવ્યો, ''એલા કોઈ ભૂવાને બરકી લાવજો. આ ભૂત તો પેધું પડ્યું છે કે શું? આ ફેર તો આપણે બરાબર મારીને ભગાડવું પડશે."

ફળિયું ભેગું થતાં વાર ના લાગી. બધા આશ્ચર્યથી લખમીને તાકી રહ્યા. સવારે ડંકીએ આવી ત્યારે તો કંઈ નહોતું. અત્યારે પણ વળગાડનાં કોઈ લક્ષણો દેખાતાં નથી.

લખમીની તો જાણે વાચા હરાઈ ગઈ હોય, શું થઈ રહ્યું છે એની સમજણ ન પડતી હોય એમ, બધાને તાકી રહી હતી. સાસુ હજી અંબોડાથી લખમીને ઝાલીને એમ ને એમ ઊભી હતી. ફળિયામાં ધીમી ધીમી ગુસપુસ ચાલી રહી હતી.

દૂરથી ભૂવાને આવતો જોયો અને લખમીના શરીરમાં થોડો સંચાર થયો. તેની નજર આગળ ભૂવાનો માર ખાઈને સૂજી ગયેલો રામીનો ચહેરો દેખાયો, કાનમાં રામીનાં ડૂસકાં પડઘાયાં. વર્ષોથી હૃદયમાં ધરબાયેલી વેદનાએ લાવાનું રૂપ લીધું. શરીર ગુસ્સાથી કાંપવા લાગ્યું. ડોળા લાલ થયા.

ફળિયાના લોકો બીકના માર્યા આઘા ખસવા લાગ્યા. ભૂવાએ આવતાંની સાથે હાથમાં પકડેલું ડાકલું વગાડવા માંડ્યું. બીજો હાથ બગલથેલામાં નાખી મુઠ્ઠી ભરીને કંકુ કાઢ્યું અને લક્ષ્મીના મોઢા ઉપર કંકુ નાખતાં બરાડ્યો, ''બોલ! કોણ છે તું? ડાકણ, શાકણ, ઝંડ, પિશાચ...

કોણ છે?"

લખમીએ લાલઘૂમ ડોળાથી ભૂવાને તાક્યો. તેની આંખ આગળ રામીને ઢોર માર મારતા ભૂવાનું દૃશ્ય તરવરવા લાગ્યું. લખમીની અંદરનો જ્વાળામુખી ફાટ્યો. હાથમાં પકડી રાખેલું ઓઢણું તેણે એક ઝાટકે નીચે નાખ્યું. માથાને એવો ઝાટકો આપ્યો કે સાસુના હાથમાં અંબોડો છૂટી ગયો. સાસુ દૂર ફંગોળાઈ.

છુટ્ટા વાળ, રાતુંચોળ મોઢું, લાલઘૂમ ડોળા અને ઘાઘરા-પોલકામાં ગુસ્સાથી ધ્રૂજતી લખમીને જોઈને ભૂવાને પણ કમકમાં આવ્યાં.

ભૂવો ફરી જોરથી બરાડ્યો, ''બોલ, કોણ છે તું?''

લખમીએ હતી એટલી તાકાતથી ભૂવાની છાતીમાં લાત મારી. ભૂવો જમીન પર ચત્તોપાટ પડ્યો. ભૂવો પડતાં ભેગો ઊભો થવા ગયો, પણ લખમીએ પગનો પંજો ભૂવાની છાતી ઉપર મૂકી, ભૂવાને જમીનમાં જ દાબી દીધો, અને ભૂવાથી પણ બમણા જોરથી બરાડી, ''તારી મા છું... આ ફળિયાની, આ ગામની, દરેક વહુ-દીકરીઓની મા છું... સમજ્યો?''

ડરથી થરથર કાંપતી ભીડમાં અચાનક જ ભક્તિનો સંચાર થયો. લખમીની અંદર બેઠેલા ભૂતને શોધતી ભીડને લખમીમાં ભવાનીનો સાક્ષાત્કાર થયો. બધા હાથ જોડીને ઘૂંટણીએ બેસી ગયા. ભૂવાને અત્યાર સુધી કાળી વિદ્યા અને જંતરમંતરના નામે આચરેલાં પાપ યાદ આવ્યાં. ભૂવાના હાથ પણ આપોઆપ જોડાઈ ગયા.

આગ વરસાવતી આંખોથી ભીડને તાકી રહેલી લખમી ગુસ્સાથી થરથર કાંપતાં બોલી, ''વર્ષોથી તમે વહુ-દીકરીઓ ઉપર જુલમ કરો છો. કાલે પેલી છોડીને 'વળગાડ'ના નામે મારી મારીને અધમૂઈ કરી નાખી... ફળિયામાં બધા તમાશો જોતા રહ્યા, પણ હવે એવું નહીં ચાલે... આજ પછી જો કોઈએ વહુ-દીકરીઓને કારણ વગર દૂભવી છે તો મારાથી ભૂંડું કોઈ નથી, સમજી લેજો. એના ઘરનું ધનોતપનોત કાઢી નાખીશ...''

લખમી અને રામીની સાસુ બે હાથ જોડી મનોમન 'માતાજી'ની માફી માગવા લાગ્યાં.

લખમીના હાથપગ પાણી પાણી થવા લાગ્યા. ભૂવાના બગલથેલામાંથી ઢોળાયેલા કંકુની ઢગલી ઉપર પગ દેતી લખમી તેના ઘરમાં જઈને ઢગલો થઈને પડી.

ફળિયાના લોકો, લખમીનાં સાસુ અને પેલો ભૂવો લખમીનાં 'કંકુ પગલાં'ને માથે ચડાવવા લાગ્યાં.

રામી ભાંગલા પગે ઓસરીમાં આવી આ તમાશો જોઈ રહી હતી. પહેલીવાર તેના હોઠ આછું મલકી ઊઠ્યા. લોકોની માનસિકતા ઉપર તેને હસવું આવ્યું.

કાલે એક સ્ત્રીના આક્રોશને આ લોકોએ 'વળગાડ'માં ખપાવ્યો હતો અને આજે આ જ ભીડ બીજી સ્ત્રીના આક્રોશને 'ભગવાન' સમજીને પૂજી રહી હતી! ❑❑❑

[પૃ. ૬૪થી ચાલુ]

जैसे अंधकार में चमक जाए बिजली
पा लिया एक दिन मैंने बुद्ध को

કહે છે કે એ દિવસે જેમ જેમ વૃત્તાંત આગળ ચાલ્યું, નવમા અધ્યાય સુધી પહોંચ્યા હતા ને તેમનું શરીર ધરતીથી ઊંચકાયું. દસમા અધ્યાયના અંત સુધી આવતાં આવતાં તે આકાશમાં અંતર્ધ્યાન થઈ ગયા. કેટલાક કહે છે કે પછીથી તેઓ ક્યાંક ગુપ્ત ધ્યાનીના રૂપે મળ્યા.

હવે એ જ તપશ્ચર્યા વૃત્તાંત વાંચીએ છીએ અમે.

બારસો વર્ષ પહેલાં એક તરુણ ભિક્ષુએ જે કહ્યું હતું, નાલંદાના સભાગૃહમાં એ દિવસે. કોઈ બીજાનાં ત્રણ દશ્યો જોવાથી દુનિયા છૂટતી નથી.

પોતે સ્વયં જોયેલાં દશ્યોને કારણે મુક્તિ મળે છે. ત્રણ દશ્ય હોય કે ત્રીસ. પાલખીમાંથી જોઈએ કે પોતાની ભીતરની ઓરડીમાંથી.

કેટલી પણ કઠણ હોય, ધીરે ધીરે મુઠ્ઠી ખૂલી જાય છે. આસક્તમના હિંદુની હોય કે બીજા કોઈની.

કાલે છેલ્લો દિવસ છે. તારા-અભિષેક થશે.

અભિષેક એટલે ગુરુ પાસેથી વિધિ પ્રમાણે તંત્ર મળશે. તેમના કંઠમાંથી અમારા કંઠમાં. પહેલા તેઓ ઉચ્ચારણ કરશે, પછી અમે. ચકલીની ચાંચમાંથી જેમ બચ્ચાના મોમાં અન્ન જાય એમ. મંત્ર અમારી અંદર આવી જશે. અમારા ગુરુ સાથે અમે સદાયને માટે બંધાઈ જઈશું. પછી જ્યારે પણ જપ કરીશું, ગુરુની બ્રહ્માન્ડીય-શક્તિ સાથે સીધો સંપર્ક થઈ જશે. આ જ તંત્ર છે, મંત્ર પણ આ જ.

પરંતુ મળશે એને જ જે બૌદ્ધ છે. શરણમાં જવા તૈયાર છો?

કોઈ દ્વિધા નથી. અહીં જ આવવાનું હતું મારે. બત્રીસ વર્ષથી અહીં આવવા માટે તો નીકળી હતી.

કેટલી સુંદર ઊજળી સવાર છે આજે. ૧૫ જાન્યુઆરી, ૨૦૧૧નો દિવસ.

‘‘સૌથી પહેલાં તમારે પાંચ પ્રતિજ્ઞાઓ લેવાની છે. અસત્ય નહીં બોલું, ચોરી નહીં કરું, વ્યભિચાર નહીં કરું, નશો નહીં કરું, જીવહત્યા નહીં કરું.’’

‘‘કૃપા કરી સૌ અત્યારે પોતાના મન પર ધ્યાન આપો. બરાબર સમજી લ્યો કે શું કરવા જઈ રહ્યા છો. પ્રતિજ્ઞા એ જ કરો જે જીવનપર્યંત નિભાવી શકો. જરૂરી નથી કે આપ પાંચે પ્રતિજ્ઞા લ્યો. જે નિભાવી ન શકો એને છોડી દો. પરંતુ ધ્યાન રાખજો, એકવાર જે પ્રતિજ્ઞા લીધી એને તમારે પ્રાણ-પણથી નિભાવવાની છે. હું તમને અલગ-અલગ નહીં પૂછું. પોતાના મનથી નિર્ણય કરો કે તમે કેટલું નિભાવી શકશો. ધ્યાન રહે, તમારા જીવનની આ બહુ જ નિર્ણાયક ક્ષણ છે.’’

દલાઈ લામા કહી રહ્યા છે.

મારાથી નિભાવી શકાશે પ્રતિજ્ઞાઓ?

પુલ પર ચાલી નીકળી છું. જઈ રહી છું બીજી તરફ.



હવે અમે ત્રિશરણ લઈશું.

તમારા શરણમાં આવું છું, બુદ્ધ.

તમારા શરણમાં આવું છું, સંઘ.

તમારા શરણમાં આવું છું, ધર્મ.

''આજ પછી તમે બીજે ક્યાંય માથું નમાવશો નહીં. હવે તમે બુદ્ધના શરણમાં આવી ગયા છો.''

૭

આ શું કહી દીધું પરમ-પાવને? આજ પછી તમે બીજે ક્યાંય માથું નહીં નમાવો?

સરળ સરળ શરતો કહી. સમય રહેતાં સૌથી અઘરી શરત ન કહી.

પગ નીચેથી જમીન સરકી ગઈ છે.

શું મેં દગો કર્યો, મારા પૂર્વજોને દગો કર્યો?

બીજે ક્યાંય માથું નહીં નમાવીએ?

દૂર જતાં રહ્યાં છે બધાં. મારા દેવ, મારા દેવતા, કુળદેવતા. એક પણ મારી પાસે નથી. જેમના શરણમાં ગઈ હતી તે પણ નહીં.

હવે હું કોઈ પણ નથી? કોઈ પણ નહીં. કોઈ પણ નહીં.

ન હિંદુ? ન શીખ? ન બૌદ્ધ?

માત્ર એક કૂતરો છું, અનામ, અદશ્ય કોઈ સત્તાનો?

બીમાર થઈને પાછી આવી છું, એકલા ઘરમાં. એકસો ત્રણ તાવમાં.

શું બનવા ગઈ હતી ને શું થઈને આવી.

આ કંઠમાંથી કોઈ સાદ નીકળતો નથી. બધાં દૂર ઊભાં રહીને મને જોઈ રહ્યાં છે. રૂમના આકાશમાં ઘમસાણ ચાલી રહ્યું છે. મારા વિશે ખેંચતાણ થઈ રહી છે?

કોના ખોળામાં જાઉં? હું કોની છું? તારાની? શિવની? બુદ્ધની? ગાયત્રીની?

હવે નહીં કહું મને વસ્તુઓ દેખાય છે. આ ઝઘડો ખતમ કરાવો પ્રભુ. કયા પ્રભુ? હિન્દુ? શીખ? કે બુદ્ધ?

મેં દગો કર્યો. બધાની સાથે દગો કર્યો. હવે મારી પાસે કોઈ નથી.

કૂતરાઓ ખાશે મારું શબ. દરવાજો તોડીને કાઢશે મારું શબ.

તાવમાં તપતી પહોંચી ગઈ છું ડૉ. ગોવિંદ પાંડે પાસે. હવે તે જ છે જેની પાસે આ સંકટમાં જઈ શકું છું.

દિલ્હીમાં પાછા આવ્યાને હજી તો માત્ર વીસ કલાક થયા છે.

બધું કહું છું તેમને. શરૂથી માંડીને અંત સુધી. સાચેસાચું. વિના સંકોચે.

કેવી રીતે તારા દેખાતી હતી ને હું ડરતી હતી. શું શું જોતી હતી? કેવી રીતે સારનાથમાં મારા રૂમની દીવાલ પર પરમ-પાવન આવ્યા અને પછીના દિવસે મને લાગ્યું કે હું બૌદ્ધ થઈ ગઈ છું. ત્યારે મને ખબર પણ નહોતી કે ત્રણ દિવસ પછી તારા-મંત્ર લેવા માટે મારે ખરેખર પહેલા દીક્ષા લેવી પડશે. હું દીક્ષા પહેલાં બૌદ્ધ થઈ ગઈ હતી... રડ્યા કરું છું.

''મારી અંદર આટલું રુદન છે એનું મને અનુમાન નહોતું, પાંડેજી.''

''તેઓ તમને લેવા આવ્યાં હતાં?''

પાંડેજી ધીમા અવાજમાં કહે છે દલાઈ લામા વિશે.

''પરંતુ હું તેમના વિશે વિચારતી પણ નહોતી. ગમતા હતા મને, પરંતુ 'મારા' છે એવું કદી લાગ્યું નહોતું.''

''તારા સાથે તો જોડાણ છે ને તમારું? એનાથી જ તે આવ્યા હતા.''

''આટલું દુઃખ થાય દીક્ષામાં?''

હું વિચારતી હતી શરણ લઈશ અને એક ઊજળી જગ્યાએ પહોંચી જઈશ.

''તમારી દીક્ષા બરાબર થઈ છે. આ જે દુઃખ, જે પૂરમાંથી તમે પસાર થઈ રહ્યાં છો એ જ દર્શાવે છે કે તમારી દીક્ષા બરાબર થઈ છે.''

''પરંતુ તેમણે જે કહ્યું કે આજ પછી તમે ક્યાંય માથું નહીં નામવો?''

''માથું ન નમાવવું એટલે સદા પોતાની પ્રજ્ઞાના શરણમાં રહેવું. તમે બુદ્ધના શરણમાં ગયા છો. કાર્યકારણ પ્રજ્ઞાને બૌદ્ધ માને છે, ઈશ્વરને નહીં. એટલે તેમણે એમ કહ્યું.''

''અને મારા જપ? મારો દેવ?''

''થોડા ઘણા શિવ અને ગાયત્રીના જપ કરી શકો, પરંતુ હવે બુદ્ધ તમારા પરમ દેવ થયા. આ તમારા પૂર્વજન્મનું ફળ છે. એનો સ્વીકાર કરો, કોઈ દ્વિધા વિના.''

ચૂપ થઈ ગયા છે. કંઈક વિચારી રહ્યા છે. શોધી રહ્યા છે.

''મેં આટલી લાંબી સાધના કરી જીવનભર, એકવાર પણ એવું કંઈ નથી થયું જે તમારી સાથે થયું છે...'

અવાજ ધીમો થઈ ગયો છે.

''આ પ્રસાદ છે. ન જાણે કેટલાય જન્મ પછી પાકે છે. એને ગ્રહણ કરો. હવે તમે બુદ્ધનાં થઈ ગયાં.''

પાછી આવું છું હું. કેટલાંય અઠવાડિયાં ચૂપ બેસી રહું છું. બધા જપ ભૂલી ગઈ છું. જોઉં તો, કયા દેવ મારી ભાળ લે છે.

છેક કૂવામાંથી ઊઠતો હતો એક પોકાર.

એની પાછળ પાછળ હું જતી હતી. મારી પાછળ ચાલ્યા આવ્યા મારા ખાડા, ખાઈઓ, કાચ.

હવે?

ચાલી શકીશ હું?

આગ અને પાણીની ઉપર સાથે-સાથે?

❑❑❑




# દિગ્ગજ વ્યક્તિત્વને નમન

**☐ શ્રદ્ધાંજલિ**

'ઉંમર તો ફક્ત એક સંખ્યા છે, એ તમારાં સપનાંને સાકાર કરવા માટે ક્યારે પણ રોકતી નથી.'

આવા ઉમદા વિચારોને પોતાના જીવનમાં આચરણ દ્વારા અભૂતપૂર્વ કાર્ય કરનાર એક નેતા અને કર્મયોગી વ્યક્તિ એટલે શ્રી જિતેન્દ્રભાઈ ત્રિવેદી. તેમનો જન્મ ૧૦ જૂન, ૧૯૨૫માં થયો હતો. જાણે અનેક યુવાઓનાં સપનાંને સાકાર કરવા માટે જન્મ્યા હતા. આપણી ધરા આવા જ્ઞાની અને પ્રેરણાદાયી દિગ્ગજના આશીર્વાદથી ધન્ય છે, કારણ કે તેઓ પોતાના નિઃસ્વાર્થ ભાવે સમાજની સખાવતી સેવા કરવામાં વિશ્વાસ રાખે છે. આવા જ એક વિભૂતિમાન વ્યક્તિ

શ્રી જિતેન્દ્રભાઈ ત્રિવેદી હતા. મહાત્મા ગાંધીજી અને શ્રી સરદાર વલ્લભભાઈ પટેલના આશીર્વાદથી શ્રી કનૈયાલાલ મુનશી દ્વારા ૭ નવેમ્બર, ૧૯૩૮ના રોજ ભારતીય વિદ્યાને વરેલા જાહેર સખાવતી ટ્રસ્ટ - ભારતીય વિદ્યા ભવનની સ્થાપના કરવામાં આવી. ભવનના આ વિદ્યાયજ્ઞમાં તેઓએ આજીવન આહુતિ આપી. શ્રી જિતેન્દ્રભાઈ ત્રિવેદી ભવન - મુંબઈ સાથે તેમની પુત્રી કેતકીબહેનને લીધે સંકળાયેલા હતા. કેતકીબહેન ભવનની જે શાળામાં અભ્યાસ કરતાં હતાં એ શાળા બંધ કરવી પડે એવી મુશ્કેલ પરિસ્થિતિ ઊભી થઈ. એ સમયે શ્રી જિતેન્દ્રભાઈએ આગળ આવીને પોતોનું સામર્થ્ય દાખવ્યું અને શાળાનું કાર્ય સરળતાથી ચાલી શકે એ માટે પ્રવૃત્ત બન્યા. તેઓ સંસ્થાની અનેક મહત્ત્વની પ્રવૃત્તિઓમાં નિ:સ્વાર્થ સેવા આપી શક્યા, કારણ કે તેઓ પોતાની નૈતિકતા અને સિદ્ધાંતો પર સ્થિર હતા. એના લીધે તમામ અવરોધોને તેમણે સહજતાથી પાર કર્યા. તેમની દૂરદર્શિતાને ધ્યાનમાં રાખીને નડિયાદમાં અંગ્રેજી શાળાની સ્થાપનાની જવાબદારી તેમને સોંપવામાં આવી હતી. ભવન - મુંબઈના તત્કાલીન કાર્યકારી સચિવ શ્રી રામકૃષ્ણન્, યુરોલૉજિકલ હૉસ્પિટલના સ્થાપક અને અધ્યક્ષ શ્રી જયરામદાસ પટેલની આગેવાની હેઠળ તેમણે શૈક્ષણિક સંસ્થાનું સ્વપ્ન સાકાર કર્યું. અંતે લંડનના ઉદ્યોગપતિ શ્રી ભગુભાઈ પટેલના ઉમદા યોગદાનથી ભારતીય વિદ્યા ભવનમાં ઈ.સ. ૧૯૯૬માં શ્રીમતી એમ. કે. પટેલ શાળાની સ્થાપના થઈ. જ્યારે લોકો નિવૃત્તિ લેતા હોય છે, ત્યારે શિક્ષણના મહાન ઉદ્દેશને પ્રતિબદ્ધ રહીને ૭૨ વર્ષની વયે પણ તેઓએ ખ્યાતિ પ્રાપ્ત કરી. તેમનું સપનું સંસ્થાની સ્થાપનાનાં ૨૫ વર્ષ બાદ વિશાળ વટવૃક્ષમાં ફેરવાઈ ગયું. શરૂઆતમાં ફક્ત ૧૨૦ વિદ્યાર્થીઓ અને થોડા સમર્પિત સભ્યો દ્વારા શરૂ થયેલી શાળા, આજે એક મોટું વટવૃક્ષ બની ગઈ છે. અહીં હવે લગભગ ૧,૫૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. તેઓ નડિયાદમાં પ્રેમથી 'દાદાજી'ના આદરણીય સંબોધનથી ઓળખાતા હતા. કાર્ય, નૈતિક મૂલ્યો અને સદાચારમાં તેમને દઢ આસ્થા હતી. હિંમત, આત્મવિશ્વાસ, અદમ્ય ઇચ્છાશક્તિ અને ખંતથી કામ કરવા માટેનો અખંડ ઉત્સાહ ધરાવનાર 'દાદાજી' જેવી વ્યક્તિ ભાગ્યે જ જોવા મળે. મિતભાષી વ્યક્તિત્વ. અકલ્પનીય કાર્યો દ્વારા તેમણે અનેકોનાં જીવનને બદલી નાખ્યાં હતાં. ગાંધીવાદી વિચારધારા અને સાદગીના મૂર્તિમંત સ્વરૂપ એવા શ્રી જિતેન્દ્રભાઈ હંમેશાં સફેદ ધોતી અને કુર્તો ધારણ કરી ભારતીય સંસ્કૃતિ પ્રત્યેના પોતાના પ્રેમને ઉજાગર કરતા હતા. ૧૪ સપ્ટેમ્બર, ૨૦૨૧ના રોજ

તેઓનો સ્વર્ગવાસ થયો, પરંતુ તેમનાં પદચિહ્નોની અમીટ છાપ લોકોનાં અંતઃકરણમાં હંમેશ અંકાયેલી રહેશે. એક મોટા વારસારૂપે તેઓ ભવનના નડિયાદ કેન્દ્રનું સામ્રાજ્ય છોડી ગયા છે. દાદાજીના જીવન દરમિયાન તેમનાં પત્ની શ્રીમતી સરયૂબહેન ત્રિવેદી દરેક પરિસ્થિતિમાં તેમની સાથે ઊભાં રહેતાં. કુટુંબમાં એ ઉપરાંત તેમને બે સંતાન - પુત્ર દેવજ્ઞ અને પુત્રી કેતકી તેમના આધારસ્તંભ ગણાતાં. નેવુંના દાયકામાં દાદાજીની તમામ કલ્પનાઓના પડકારજનક પ્રયાસોની સિદ્ધિઓમાં તેમનાં પત્નીનો સંપૂર્ણ સહયોગ રહ્યો. તેમની પુત્રી કેતકીબહેન ઝામાં પણ માતાપિતા જેવાં જ પ્રેમ, જુસ્સો અને નીતિમત્તા છે. તેઓ દ્વારા મળેલાં સંસ્કારિત મૂલ્યો પ્રત્યે તેમને આદર છે. દાદાજીએ તેમને જરૂરી એવી તમામ આધુનિક સગવડો પૂરી પાડી છતાં બિનજરૂરી દેખાડાથી દૂર રાખ્યાં. આજની દુનિયામાં ખરેખર આ બાબત અમલમાં મૂકવી જરૂરી છે. તેમના જમાઈ શ્રી જયેશભાઈ ઝા પણ દાદાજીની સાદગી, વિનમ્રતા અને દૃઢ સંકલ્પનાને મૂર્તિમંત સ્વરૂપ કહે છે. તેઓ સ્વીકારે છે કે દાદાજી માટે શિક્ષણ હંમેશાં પ્રાથમિકતા રહી છે. તે દાદાજીને **'પોતાના જીવનનો સાર'** માનતા હતા. તેમનો પૌત્ર આલાપ **'પોતાના જીવનની ધરોહર'** તરીકે તેઓને યાદ કરે છે. તેનું કહેવું છે કે, 'દાદાજીની પ્રતિબદ્ધતા, જુસ્સો, પ્રયાસો અને નેતૃત્વએ ઘણા લોકોને તેમનું અનુકરણ કરવા માટે પ્રેરણા આપી છે. પૌત્ર નિષાદ માટે દાદાજી **'પોતાના જીવનના અણમોલ રત્ન.'** તેનું કહેવું છે કે, 'દાદાજી પાસેથી વારસામાં ફક્ત શારીરિક લક્ષણો જ પ્રાપ્ત નથી થયાં, પણ તેમની સકારાત્મક ઊર્જાને કારણે તેઓ સતત સ્ફૂર્તિ અનુભવે છે.' તેનું માનવું છે કે દાદાજી હૃદયથી એકદમ યુવાન હતા, જે વિશ્વને બદલવાનાં ખંત અને દૃઢતા ધરાવતા હતા.

નડિયાદ કેન્દ્રના કર્મચારીઓ માટે દાદાજી દંતકથા સમાન હતા, જેમના માર્ગદર્શન હેઠળ તમામ સભ્યોએ ઉલ્લેખનીય યાત્રા કરી, અકલ્પનીય ઊંચાઈને આંબી. દાદાજી પોતે જ એક જીવંત સંસ્થા સમાન હતા, કેમ કે તેમના અનુયાયીઓને જીવનના અનેક પાઠ ભણાવ્યા. ઉત્કૃષ્ટ ગુણોથી સંપન્ન દાદાજીએ તેમના ઘણા પ્રશંસકો માટે માર્ગ પ્રશસ્ત કર્યો. આ બધાનાં હૃદયમાં આ પ્રેરણામૂર્તિ માટે અપૂર્વ સન્માન છે. દાદાજીનાં ઉમદા કાર્યો અને જીવનદર્શન ઘણા લોકોના જીવનને પ્રભાવિત કરશે અને સાચો માર્ગ પસંદ કરવા પ્રેરણા આપશે. તેમનું પ્રભાવક વ્યક્તિત્વ લોકોની સ્મૃતિ અને હૃદયમાં કાયમ જીવંત રહેશે.

❑❑❑

# તમારી દૃષ્ટિએ

**પ્રતિભાવ:**

શ્રી. જયંત રાઠોડની વાર્તા 'હેકલસરો' (નવનીત સમર્પણ, ડિસેમ્બર ૨૦૨૦) એ એક ઇતિહાસનું અજાણ્યું પાનું અનાયાસે ખોલી નાખે છે! 'હેકલસરો' એ મૂળ 'એકલ સરો' છે. સરો એટલે પાળિયો કે ખાંભી. કચ્છના મુન્દ્રા તાલુકાના એક નાનકડા ગામ 'છસરા'ની આ પ્રેમકથા છે. જે અગાઉ કચ્છના ઇતિહાસવિદ શ્રી. નરેશ અંતાણીએ આલેખેલી છે. લાખણસી કરીને કાઠી દરબારનો પાંચ ભાઈઓનો પરિવાર સાથે રહેતો હતો. સામા ગામથી એક કન્યા ઢોર માટે ચારો લેવા આવતી. સંયોગવશાત્ લાખણસી સાથે પ્રેમસંબંધે બંધાઈ અને મુલાકાતો વધતી ગઈ. સડક માર્ગે જવામાં દિવસો નીકળી જાય એથી દરિયો તરીને જાય છે, પણ કન્યાના ભાઈઓને ખબર પડે છે એટલે ઉતાવળમાં પોતાના ખેસને બદલે કન્યાની ઓઢણી સાથે આવી જાય છે! લાખણસીના ભાઈઓ તેને મદદ કરવાનું કહે છે અને કન્યાને લઈ આવવાનું કહે છે અને એમ કરતાં યુદ્ધ થાય છે. લાખણસી અને પાંચ ભાઈઓ મૃત્યુ પામે છે. એથી ગામલોકોએ છએ ભાઈઓના પાળિયા કર્યા અને ગામ વસાવ્યું એનું નામ 'છ સરા' (છ પાળિયા = છસરા) રાખ્યું અને લાખણસીનો બનેવી એથી દૂર મૃત્યુ પામ્યો એથી તેનો એકલાનો પાળિયો ત્યાં થયો અને તે 'એકલ સરો' કહેવાયો. એના ઉપરથી 'ઇન્ટ્રોવર્ટેડ પર્સન'ને પણ 'એકલસરો' કહેવાવા લાગ્યું.

આ આખી વાર્તાને બીજી વાતો સાથે ગૂંથીને શ્રી. જયંત રાઠોડે આબાદ રીતે કુશળતાપૂર્વક રજૂ કરી, એમાં ઇતિહાસનાં વાચન અને માહિતીને સંગ્રહિત કરી યોગ્ય રીતે મૂકવાની તેમની વૃત્તિ દાદ માગી લે છે. 'હેકલસરો' એનું સરસ ઉદાહરણ છે. એમાં 'ફૅક્ટ અને ફિક્શન'નું અદ્ભુત સંયોજન છે. આ માટે એને 'લખ લખ વધાઇયાં.'

**ગાંધીનગર - ડૉ. ભાલચન્દ્ર હ. હાથી**

* * *

**પુરવણી**

ડિસેમ્બર, ૨૦૨૧ના 'નવનીત સમર્પણ'નો લેખ 'કવિ કાન્તની ખુરશી'માં એવું લેખન થયું છે કે 'પ્રારંભ અને અંત વિશે કોઈ કવિએ... કહ્યું છે... લાઈ હયાત, આયે, કઝા લે ચલી, ચલે! ન અપની ખુશી સે આયે ન અપની ખુશી ચલે.' અહીં 'કોઈ કવિ' એટલે મુગલ રાજદરબારના પ્રખ્યાત શાયર શેખ મુહમ્મદ ઈબ્રાહિમ જૌક (૧૭૯૦-૧૮૫૪), આખરી મુગલ બાદશાહ અને શાયર બહાદુરશાહ 'ઝફર'ના વિશ્વાસુ સલાહકાર તેમ જ શાયર મિર્ઝા અસદુલ્લાહ બેગ ખાન 'ગાલિબ'ના હરીફ. તેમની ગઝલના મત્લાના શેરની ઉલા મિસરા 'લાઈ હયાત, આયે, કઝા લે ચલી, ચલે' અને સાની

મિસરા ‘અપની ખુશી ન આયે, ન અપની ખુશી ચલે’ છે.

પ્રસ્તુત અંકના ‘ધ્રુપદઃ એક દર્શન’ લેખ મુજબ ‘ધ્રુપદ સંગીતની ચાર બાની ગણાઈ છે – ગોહાર, નોહાર, ખંડહાર તેમ જ ડાગર!’ આ સંદર્ભે જણાવવાનું કે પ્રસ્તુત ચાર બાની (ઘરાના) પૈકી ફક્ત ગોહાર અર્થાત્ ગૌડી (ગૌડ બ્રાહ્મણ તાનસેન પ્રતિષ્ઠિત, શાંત રસ આધારિત) અને ડાગર (ડાગર-દિલ્હી નિવાસિત બ્રજચંદ પ્રતિષ્ઠિત, મધુર અને કરુણ રસ આધારિત) બાની જ પ્રચલિત છે. બાકીની નોહાર (નોહાર-રાજસ્થાનનિવાસિત શ્રીચંદ રાજપૂત પ્રતિષ્ઠિત, અદ્ભુત રસ આધારિત) અને ખંડાર (બેધારી તલવાર નામે ‘ખંડાર’ ધારક અને કિશનગઢ-રાજસ્થાનના વીણાવાદક રાજા સમોખનસિંહ પ્રતિષ્ઠિત, વીર રસ આધારિત) બાનીના ગાયક, વાદક અને સાધક જાણે કે અલોપ છે. સંગીતશાસ્ત્રની દૃષ્ટિએ ધ્રુવપદ (ધ્રુપદ)ની આ મૂર્તસ્વરૂપ બાનીઓનું શબ્દ એટલે કે ગાન-ગીતમાં દર્શન કરીએ તો તેના અસ્થાયી, અંતરા, સંચારી, આભોગ અને મિલાતૂક એવા પાંચ તૂક અને પ્રકારોમાં ધ્રુપદ કાનડા, ધ્રુપદ કેદારા અને ધ્રુપદ એમના મુખ્ય છે, જે ચોતાલમાં ગવાય છે. જોકે શ્રી શુભંકર વિરચિત ‘સંગીત-દામોદર’ મુજબ ધ્રુપદના સોળ પ્રકાર આ મુજબ છેઃ કુતલ, કમલ, કુમુદ, કંદર્પ, સુખદ, સાનંદ, ઉત્સાહ, મધુર, નિર્મલ, લલિત, તિલક, જયંત, જાયી, જયમંગલ, શેખર અને ચંદ્રશેખર. સામાન્યતઃ છ પદ, પાંચ પદ અને ચાર પદનું ધ્રુપદ અનુક્રમે ઉત્તમ, મધ્યમ અને અધમ મનાય છે.

**સુરત** **- પ્રા. જે. આર. વઘાશિયા**

* * *

ડિસેમ્બર ૨૦૨૧ના અંકમાં ચંદુ શાહ લિખિત અછાંદસ રચના ‘જાત્રા’ કાવ્ય એક ઉત્તમ કૃતિ છે. માતૃપ્રેમની અસ્ખલિત ધારા સમાન આ કાવ્ય-રચના એક યાદગાર કૃતિ છે. અભિનંદન, આ અંકમાં શ્રીઅરવિંદ બારોટ લિખિત સત્ય ઘટના ‘બાપુ’ હૃદયસ્પર્શી કૃતિ છે. ભાવનગરના રાજવી તખ્તસિંહજી ગોહિલનું ઔદાર્ય અને પ્રજાપ્રેમ તેમ જ સાદગી ખરેખર પ્રશંસનીય કહી શકાય.

**અમદાવાદ** **- આઈ. બી. પરમાર**

વિદ્યા મેળવવાનો આધાર કેવળ વિદ્યાલય ઉપર જ નથી હોતો. મુખ્યત્વે કરીને વિદ્યાર્થી ઉપર જ હોય છે. ઘણા વિદ્યાર્થીઓ વિદ્યાલયમાં જાય છે, એટલું જ નહિ ઉપાધિ પણ મેળવે છે, તેમ છતાં વિદ્યા પામતા નથી. તે જ પ્રમાણે તીર્થ કરવા તો ઘણા જાય છે, પરંતુ તીર્થનું સાચું ફળ બધા મેળવી શકતા નથી.

**- રવીન્દ્રનાથ ટાગોર**



# ભવન્સ-વૃત્ત

## ચંડીગઢ કેન્દ્ર




આચાર્ય સાથે શ્રીમતી વિનીતા અરોરા

ભવન વિદ્યાલય ચંડીગઢ કેન્દ્ર અને GSLC (ગ્લોબલ સ્કૂલ લીડર્સ કન્સોર્ટિયમ)ના સંયુક્ત ઉપક્રમે શૈક્ષણિક સંમેલન એડવેન્ટ 3.0નું આયોજન કરવામાં આવ્યું હતું. અહીં દેશભરના વિદ્વાન આગેવાનો જોડાયા હતા. આ સંમેલનમાં શાળાને ૪૦થી વધુ વિચારશીલ આગેવાનોના યજમાન બનવાની તક મળી હતી. આ સંમેલનમાં ઉત્તરીય ક્ષેત્રના અન્ય ૧૦૦૦થી વધુ લોકો ઓનલાઈન પણ જોડાયા.

દિવસભરના આ કાર્યક્રમ દ્વારા, દેશભરના આચાર્યોને મહત્ત્વપૂર્ણ શૈક્ષણિક પ્રશ્નો અને તેના સહિયારા અસરકારક ઉપાયો વિશે કમિટી સાથે ચર્ચા કરવાની તક પૂરી પાડવામાં આવી હતી. ભાષા, અધ્યાપન અને જ્ઞાનનાં નોંધપાત્ર મુદ્દાઓ માટે જે તે ક્ષેત્રના તજજ્ઞો સાથે ગહન વિચાર અને સંવાદની ભૂમિકા રચાઈ હતી. જેમાં,

- ઔદ્યોગિક સાહસ અને ભારતીય અર્થતંત્ર માટે તેનું મહત્ત્વ
- IQ = EQ = ભારતની આગામી પેઢી : સર્વાંગીણ શિક્ષણ - ભવિષ્યનો અભિગમ
- સમન્વિત જ્ઞાન(ઑનલાઈન-ઑફલાઈન): ભાવી શિક્ષણ.
- ભાષા-શિક્ષણ અને એના શૈક્ષણિક પરિણામો.
- ટેક્નોલૉજીના ઉપયોગ સાથે સમન્વિત વર્ગખંડો બનાવવા.

જી.એસ.એલ.સી. અને ઋષિહૂડ યુનિવર્સિટી દ્વારા કોરોના મહામારી વચ્ચે એકત્રિત થયેલા તમામ સંસ્થાપકોને ઋષિહૂડ પુરસ્કાર એનાયત કરવામાં આવ્યો હતો.

# કોચી કેન્દ્ર : દાન દીપ્તિ

ભવન વિદ્યા મંદિર - ઈલામક્કારાની શાળાના SEED ક્લબના વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓએ 'દાન દીપ્તિ - ૨'માં સમાજ સેવા અંતર્ગત જરૂરિયાતમંદોને સહાયની પોતાની પ્રતિબદ્ધતાને સફળતાપૂર્વક નિભાવી હતી. જેમાં વાયનાડના પાણીયા આદિવાસીઓને ધાબળાનું દાન આપવામાં આવ્યું હતું..

ભારતીય વિદ્યા ભવન કોચી કેન્દ્રના નિયામક શ્રી ઇ. રમણકુટ્ટીએ અમૃત કૃપા ચેરિટેબલ હોસ્પિટલ - કૈનાટી, કાલપેટ્ટાના સંયોજક, શ્રી હરિકુમારને ૮૫૬ ધાબળા, આવશ્યક દવાઓ, ખોરાક અને કપડાં સોંપ્યા હતાં.



પ્રસિદ્ધ સામાજિક કાર્યકર શ્રી વિજય મેનનની કલ્પના અને પહેલના પ્રતિસાદ રૂપે 'ઠંડી સામે લડવા માટે ધાબળો' અભિયાન ચલાવવામાં આવ્યું હતું, જેમણે વાયનાડ જિલ્લામાં પાણીયા જાતિના આદિવાસી સભ્યોની દયનીય સ્થિતિ પરત્વે શાળાનાં કાર્યકર્તાઓનું ધ્યાન દોર્યું હતું.

મોટા ભાગના લોકો એનિમિયાને લીધે ગંભીર પીડા અનુભવે છે, શિયાળામાં ધાબળા વગર રહેવું તેમના માટે મુશ્કેલ થઈ જાય છે. આ મહાન પહેલે વિદ્યાર્થી વર્ગને પણ પ્રભાવિત કર્યા છે. પોતાની આસપાસના અસહાય લોકોની જરૂરિયાતોને સક્રિય પ્રતિસાદ આપવાનું મહત્ત્વ તેઓ સમજ્યા છે.

---



## અગરતલા કેન્દ્ર : શ્રદ્ધાંજલિ

અમને જણાવતા દુઃખ થાય છે કે, કેન્દ્રના અધ્યક્ષ અલ્પના સિન્હાનું ૧ નવેમ્બર, ૨૦૨૧ના રોજ અવસાન થયું છે. તેઓ ૨૦૧૦માં કેન્દ્રના ઉપાધ્યક્ષ તરીકે સંસ્થામાં જોડાયાં હતાં અને ૨૦૧૩થી તેઓ અધ્યક્ષ બન્યાં હતાં. કેન્દ્ર માટેનું તેમનું યોગદાન હંમેશાં યાદગાર અને સરાહનીય રહેશે. તેમના સદ્‌ગત આત્માને શાશ્વત શાંતિ મળે.

## સૈનિકપુરી કેન્દ્ર : સિદ્ધિઓ

ભવનની શ્રી રામકૃષ્ણ વિદ્યાલય, સૈનિકપુરી - સિકંદરાબાદ ફરી એકવાર રમતગમતમાં ખ્યાતિ મેળવી છે. ધોરણ ૧૨નો વિદ્યાર્થી આર રાજા ઋત્વિક ૧૧ સપ્ટેમ્બર, ૨૦૨૧ના રોજ ચેસમાં ગ્રાન્ડમાસ્ટર બન્યો.

તેની પાસે ૨૦ દિવસમાં બે ગ્રાન્ડમાસ્ટર ખિતાબ મેળવવાનું અનોખું ગૌરવ છે.

BSRKV ને કોવિડ સમયમાં ઉત્તમ સ્વચ્છતા જાળવવા બદલ ગ્રેટર હૈદરાબાદ મ્યુનિસિપલ કોર્પોરેશન, તેલંગાણા દ્વારા સ્વચ્છતા પ્રમાણપત્ર એનાયત કરવામાં આવ્યું.



આચાર્ય શ્રીમતી બી. જ્યોતિ અપર્ણાને કોવિડ સમયમાં શિક્ષણમાં દૃષ્ટાંતરૂપ નેતૃત્વ બદલ સી. વી. રમણ પુરસ્કાર

### હૈદરાબાદ કેન્દ્ર

## વિજ્ઞાન યાત્રા ૨૦૨૧

ભવનની આત્મકુરી રામારાવ શાળાએ ઓક્ટોબર ૨૦૨૧માં ભારતીય વિદ્યાભવનના ભગવાનદાસ પુરોહિત વિદ્યા મંદિર, નાગપુર દ્વારા આયોજિત અખિલ ભારતીય વિદ્યા ભવન વર્ચ્યુઅલ વિજ્ઞાન પ્રદર્શન ૨૦૨૧માં ભાગ લીધો હતો. ધોરણ ૬ના માસ્ટર બી. હરિ પવને બાળ સુરક્ષા ટ્રેકિંગ પદ્ધતિ સંબંધિત 'ભાવિ પરિવહન અને સંચાર પ્રોદ્યોગિક વિજ્ઞાન' પર પ્રદર્શન રજૂ કર્યું હતું. તેને દ્વિતીય ક્રમ સાથે રૂ. ૫૦૦૦/-નું રોકડ ઇનામ પણ મળ્યું. આ યોજના બઝર અને બલ્બ ઇન્ડિકેટર સિસ્ટમ સાથે સેન્સર ગોઠવણી આધારિત સંશોધન પદ્ધતિ છે, જેનો ઉદ્દેશ્ય શાળા બસમાં નાના બાળકોની સાથે વારંવાર બનતી આવી ઘટનાઓને અટકાવવી અને સલામતીનાં પગલાંનું નિરીક્ષણ કરવાનો છે.

આ જ શાળાની ધોરણ ૮ની વિદ્યાર્થીનીઓ કુ, રોશની અને કુ. સાહિથીએ જનરેટર દ્વારા 'અનૈસર્ગિક વિજ્ઞાન અને પ્રોદ્યોગિક વિજ્ઞાનના ઉપયોગ' પર પ્રદર્શન રજૂ કર્યું.

## કલકત્તા કેન્દ્ર : તકેદારી જાગૃતિ સપ્તાહ

કેન્દ્રીય તકેદારી, ભારત સરકારના નિર્દેશો મુજબ, એર ઈન્ડિયાએ ૨૬ ઓક્ટોબર ૨૦૨૧થી ૧ નવેમ્બર ૨૦૨૧ સુધી તકેદારી જાગૃતિ સપ્તાહની ઉજવણી કરી. ભવન્સ ગંગાબક્ષ કનોરિયા વિદ્યામંદિરના વિદ્યાર્થીઓએ "સ્વતંત્ર ભારત ૭૫માં વર્ષે: અખંડિતતા સાથે આત્મનિર્ભરતા" વિષય પર નિબંધ લેખન સ્પર્ધામાં ભાગ લીધો હતો. ધોરણ ૧૧ અને ૧૨માંથી સૌરાજ્ય રાય, હિયા પૌલ અને રાખી જુનજુનવાલા; ધોરણ ૯ અને ૧૦માંથી સ્વપ્નિલ ચેટરજી, રીશિક બેનર્જી અને જિશ્નુ રાયે અનુક્રમે પ્રથમ, દ્વિતીય અને તૃતીય ક્રમાંક પ્રાપ્ત કર્યો.

આચાર્ય શ્રીમતી સુજાતા ઘોષ, વાઇસ પ્રિન્સિપાલ મિ. અરુણ કુમાર દાસગુપ્તા, BGKV (બી.જી.કે.વી.)ના શિક્ષકો અને વિજેતાઓના વાલીઓની ઉપસ્થિતિમાં એર ઈન્ડિયાના પ્રતિનિધિઓ દ્વારા પ્રથમ વિજેતાને રૂ. ૩૦૦૦, દ્વિતીયને રૂ. ૨૦૦૦ અને તૃતીયને રૂ. ૧૦૦૦ રોકડા અને સાથે શાળાને પણ પ્રશંસા અને સહભાગિતાના પ્રતીક તરીકે ટ્રોફી આપવામાં આવી.

## લંડન કેન્દ્રઃ શ્રદ્ધાંજલિ



અત્યંત દુઃખ સાથે જાહેર કરીએ છીએ કે, ભવનના ઉપાધ્યક્ષ અને ભૂતપૂર્વ ખજાનચી માનનીય શ્રી  કિશોર દેવાણી ૨૩ સપ્ટેમ્બર, ૨૦૨૧ના રોજ ૮૫ વર્ષની વયે અવસાન પામ્યા છે. તેઓ ભવનમાં ૭૦ના દાયકાથી જ કાર્યશીલ હતા. ત્રણ દાયકાથી પણ વધુ નિષ્ઠા અને સમર્પણ સાથે તેમણે સેવા આપી. તેમના કાર્યકાળ દરમિયાન, તેમણે અહેવાલની ઘણી નવી પદ્ધતિઓ રજૂ કરી, જેણે ભવનની નાણાકીય બાબતોની જાળવણી અને કાળજી લેવામાં કાર્યકરોને મદદ કરી. તેઓના સદ્‌ગત આત્માને શાશ્વત શાંતિ મળે.

આ જ કેન્દ્રના હજુ એક સભ્ય શિવશક્તિ શિવનેસન, ભવનમાં બધાં 'આન્ટી' તરીકે સંબોધતા હતા, તેમનું દુઃખદ અવસાન થયેલ છે, ૧૮૮૪થી વિદુષી શિવશક્તિ શિવનેસન શાસ્ત્રીય સંગીત અને ગાયનના એક આદરણીય અને અનુપમ શિક્ષિકા તરીકે ભવનના લંડન કેન્દ્રમાં કાર્યરત હતાં. તેઓને લંડન અને શ્રીલંકા બન્ને જગ્યાએ તાલીમ આપવામાં આવી હતી. તદ્દુપરાંત તેમણે ભરતનાટ્યમમાં પણ તાલીમ લીધી હતી, જેથી તેઓ ભવન ઉપરાંત અન્ય સ્થળોએ પણ ભારતીય નૃત્ય રજૂ કરતાં. તેમના સદ્‌ગત આત્માને પણ શાશ્વત શાંતિ મળે.



## આ અંકના લેખકો

**સુભાષ ભટ્ટ:** 'સરાય' સી 1105/6, રામનગર, કાળવીબીડ, ભાવનગર-364 002.

**હેમન્ત દવે:** રામગિરિ, પિજ માર્ગ, નડિયાદ-387002. email: nasatya@gmail.com

**કૂપમંડૂક:** ફોન : 022 23630786

**હરીશ મીનાશ્રુ:** ૯ એ, ‘સુમિરન’, સૌરમ્ય બંગલા, વિનુકાકા માર્ગ, બાકરોલ 388 315.

**ચંદ્રકાન્ત શેઠ:** બી-9, પૂર્ણેશ્વર ફ્લેટ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-380015

**ચન્દ્રકાન્ત ટોપીવાળા:** ડી/6, પૂર્ણેશ્વર ફ્લેટ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-380015

**દિનેશ કાનાણી:** સી-103, હરિદ્વાર હીલ્સ, મોહાજી સર્કલ પાસે, નાના નવા રોડ, રાજકોટ-5.

**લલિત ત્રિવેદી:** શિવકૃપા, 1 વૈશાલી નગર, રૈયા રોડ, રાજકોટ-360007. મો. 9879750450

**ભરત વિંઝુડા:** 'રામકૃપા', ખાદી કાર્યાલય પાસે, સાવરકુંડલા જિ-અમરેલી મો. ૯૪૨૬૪૫૬૯૩૫

**રવીન્દ્ર પારેખ:** 1, યુનિયનધારા, મોદી બંગલો, અઠવાલાઈન, સુરત-395 007.

**શૈલેશ ગઢવી :** આંબાવાડી પ્લૉટ, વડલીચોક, મઘીમા મંદિર પાસે, મેંદરડા. પિન- 362260. તા. મેંદરડા, જિ - જૂનાગઢ, મો- 6351903873

**ફારૂક શાહ:** જેઠવા નિવાસ સામે, શ્રેયસ ક્લિનિક પાસે, વોકળા કાંઠા રોડ, જિ. રાજકોટ ધોરાજી-360 410.

**હિમાંશી શેલત:** સખ્ય, 18 મણિબાગ, ધરમપુર રોડ, અબ્રામા, વલસાડ-396007. મો. 93758249

**નીલેશ રાણા:** ncrana@hotmail.com

**આનંદિતા રૈયાણી:** બી-304, ગોલ્ડન નેસ્ટ એપાર્ટ. 1, સિલ્વર ગોલ્ડ રેસિડન્સી, નાના માવા રોડ, રાજકોટ-360 005.

**ગિરિમા ઘારેખાન:** ૧૦, ઈશાન બંગલોઝ, સુરધારા - સતાધાર રોડ, થલતેજ, અમદાવાદ-૩૮૦૦૫૪

**અમૃત ગંગર:** ઈ-૫૦૪ પંચશીલ ગાર્ડન્સ, મહાવીર નગર, કાંદિવલી પશ્ચિમ, મુંબઈ-400067.

**દીપક રાવલ:** 305, સત્ત્વ ફ્લેટ્સ, ગોત્રી, વડોદરા-390021, મો. 99984 02254

**ગિરીશ ભટ્ટ:** પ્રશાંતિ નિલયમ, માધવનગર, સુરેન્દ્રનગર-363001, મો. 97260 72323

**અમી ભાયાણી:** 19, ગોલ્ડ વિલા, આકૃતિ સોસાયટી, બાવડિયા કલાન, ભોપાલ, મધ્યપ્રદેશ-462026

**પ્રવીણસિંહ ચાવડા:** 212, વૃંદાવન-2, ડી-માર્ટની સામે, સેટેલાઈટ રિંગ રોડ, અમદાવાદ-380 015

**કંદર્પ ર. દેસાઈ:** પારિજાત, ૬, અરુણોદય પાર્ક, સેંટ ઝેવિયર્સ કૉલેજ કોર્નર, નવરંગપુરા, અમદાવાદ -380009 મો. નં. 9427021048

**પંકજ જોશી:** ઉપકુલપતિ, ચારુસત યુનિવર્સિટી, નડિયાદ પેટલાદ હાઈવે, ચાંગા, આણંદ-388 421

**ધર્મેશ ગાંધી:** 107, વિઝન કોમ્પ્લેક્ષ, પારસી અગિયારી પાસે, તરોટા બજાર, નવસારી-396445

**બટુકદાસ નિમાવત:** પ્લોટ નં. 1, ફૂલવાડી, બુદ્ધેશ્વર મંદિર પાસે, હડિયાદ રોડ, વલ્લભીપુર-364310

**સુરેશ રા. ચૌહાણ:** શ્રીનાથ બસ ડેપોની બાજુમાં, પંચાલ વાડી સામે, નવા વાડજ, અમદાવાદ-૧૩

**મોના જોષી:** 591 / 2, સેક્ટર 30, ગાંધીનગર. મો. 7779015553

**શરીફા વીજળીવાળા:** બી/402, વૈકુંઠ પાર્ક એપાર્ટમેન્ટ, કોઝ વે રોડ, તાડવાડી, રાંદેલ, સુરત-395009



# વોટ્સએપ

☐ સં. શરીફા વીજળીવાળા

જેનું કોઈ નથી તેનો મોબાઈલ છે.

પણ જેની પાસે મોબાઈલ છે એ પછી કોઈનો નથી!



કોરોનામાં નવરા પડેલા છોકરાં હવે શિક્ષકની કસોટી કરે છે. કાલે બટુકે શિક્ષકને પૂછ્યું: 'સાહેબ જાનમાં કેટલા વર હોય?

શિક્ષક: એક જ હોય ને ડફર!

બટુક: ના સાબ, ત્રણ હોય, વર, અણવર અને ડ્રાઈવર! ને સાહેબ જાન પછી વળે તંઈ કેટલા હોય!

શિક્ષક: ત્રણ જ હોયને ભાઈ!

બટુક: ના, ખોટું. વર, અણવર, ડ્રાઈવર ને કરિયાવર ચાર હોય સાહેબ. શું તમોય કાંય આવડતું નથી અમારી જેમ જ!



જુગારમાં હારી ગયેલા મનુએ જ્યોતિષીને પૂછ્યું: 'અલ્યા આ અમિતાભ બચ્ચનને આ ઉંમરે પણ કાં મંદી જ નો આવે? ને મારે તો દર ત્રીજા દા'ડે પાસા ઊલટા પડે છે.'

મનુનો દોસ્તાર ટીનું બોલ્યો: 'એને મંદી ક્યાંથી આવે ભાઈ? ઈ 'તેજી'નો દીકરો છે. અને એના હાથની 'રેખા' જોરદાર છે!'



# હાસ્યેન સમાપયેત

બીડીના બંધાણીનો એક્સરે જોઈ ડૉક્ટર: “તમારા ફેફસામાં કાણું છે.”

બંધાણી: “કાણું ફેફસામાં નથી, એક્સરેમાં બીડી અડી ગઈ છે.”



એક મહેસાણાવાળા ભાઈ ચાની લારી પાસે જઈ ચાનો ઓર્ડર આપી બોલ્યા, “પોણી આલજે.”

લારીવાળાએ સ્પષ્ટતા કરી, “કાં અડધી આવે, કાં આખી આવે. પોણી ન આવે.”



પતિ: “ભીંડાના શાકમાં મીઠું થોડું વધારે પડી ગયું છે.”

પત્ની: “મીઠું બરાબર જ છે, ભીંડા ઓછા પડ્યા. તમે ભીંડા ઓછા લાવ્યા હતા.”



સવારથી ગાળાગાળી કરતા બંને પાડોશીઓને બે કલાક સમજાવ્યા કે શરીરના ઘા રુઝાઈ જશે પણ શબ્દોના ઘા ક્યારેય રુઝાતા નથી.

ત્યારે માંડ બંને મારામારી પર આવ્યા.



જાહેર સૂચના: “મહામારીમાં વાઈરસને ફેલતાં અટકાવો.”

અંગત સૂચના: “પોતાના પેટને પણ ફેલતાં અટકાવો.”



ભૂરાની બેંક-લોન પાસ થઈ ગઈ, મેનેજરે ભૂરાના હાથમાં ચેક આપ્યો.

ભૂરાએ કૃતજ્ઞતા વ્યક્ત કરતાં કહ્યું, ''હું તમારું આ ઋણ ક્યારેય ચૂકવી નહિ શકું.''

Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**

Total Pages 140
Date of Publication : 23rd of every previous month
R.N.I. 35887/80 Registered No. MCW / 110 / 2021-2023 Posted on Mumbai Patrika
Channel Sorting Office Mumbai-400 001 on 27th & 28th of every previous month.